# દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઈતિહાસ

[ દ્વિતીય ખંડ ]



ગાંધી

દક્ષિણ આફ્રિકાના

# સત્યાગ્રહનો ઇતિહાસ

[ દ્વિતીય ખંડ ]

લેખક:
મોહનદાસ કરમચંદ ગાંધી

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક

સ્વામી આનંદ

નવજીવન મુદ્રણાલય

અમદાવાદ

સં. ૧૯૮૨



કિં. આછેકાન ૦-૫-૦

,, પુઠ્ઠું ૧-૦-૦

આવૃત્તિ પહેલી

પ્રત ૩૦૦૦

# પ્રસ્તાવના

વાચનાર જાણે છે કે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ઉપવાસાદિ કારણોને લીધે હું ચાલુ નહોતો રાખી શક્યો. તે હવે પાછો આ અંકથી શરૂ કરૂં છું. મારી ઉમેદ છે કે હું તે હવે નિર્વિઘ્ને પૂરો કરી શકીશ.

એ ઇતિહાસનાં સ્મરણો ઉપરથી હું જોઉં છું કે આપણી આજની સ્થિતિમાં એક પણ વસ્તુ એવી નથી કે જેનો અનુભવ નાના પાયા ઉપર દક્ષિણ આફ્રિકામાં મને ન થયો હોય. આરંભનો એ જ ઉત્સાહ, એ જ સંપ, એ જ આગ્રહ; મધ્યમાં એ જ નિરાશા, એ જ અણગમો, આપસઆપસમાં ઝગડા ને દ્વેષાદિ; તેમ છતાં મુઠીભર લોકોમાં અવિચળ શ્રદ્ધા, દૃઢતા, ત્યાગ, સહિષ્ણુતા તેમજ અનેક પ્રકારની ધારેલી અણધારેલી મુસીબતો. હિંદની લડતનો અંતિમ કાળ બાકી છે. એ અંતિમ કાળની હું તો જે સ્થિતિ દક્ષિણ આફ્રિકામાં અનુભવી ચૂક્યો છું, તેની જ આશા અહીં પણ રાખું છું. દક્ષિણ આફ્રિકાની લડતનો અંતિમ કાળ વાચનાર હવે પછી જોશે તેમાં કેવી રીતે વણ-

માગી મદદ આવી પડી, લોકોમા કેવી રીતે અનાયાસે ઉત્સાહ આવ્યો અને છેવટે હિંદીઓની સંપૂર્ણ જીત કેવી રીતે થઇ એ બધું વાચનાર જોશે.

અને જેમ દક્ષિણ આફ્રિકામા તેમ અહીં થશે એવો મારો દૃઢ વિશ્વાસ છે કેમકે તપશ્ચર્યા પર, સત્ય પર, અહિંસા પર, મારી અડગ શ્રદ્ધા છે. હું અક્ષરશઃ માનનારો છુ કે સત્યનું સેવન કરનારની આગળ આખા જગતની સમૃદ્ધિ ખડી થાય છે ને તે ઇશ્વરનો સાક્ષાત્કાર કરે છે. અહિંસાના સાન્નિધ્યમાં વેરભાવ નથી રહી શકતો એ વાક્ય પણ હું અક્ષરેઅક્ષર ખરૂં માનું છું. દુઃખ સહન કરનારાઓને કશુ અશક્ય નથી હોતું એ સૂત્રનો હું ઉપાસક છું. આ ત્રણે વસ્તુનો મેળ હું કેટલાયે સેવકોમા જોઉં છું. તેઓની સાધના નિષ્ફળ ન જ થાય એવો મારો નિરપવાદ અનુભવ છે

• પણ કોઇ કહેશે કે દક્ષિણ આફ્રિકામાની સંપૂર્ણ જીતનો અર્થ તો એ જ કે હિંદીઓ હતા તેવા થઇને બેઠા. આવું કહેનાર અજ્ઞાની કહેવાય. જો દક્ષિણ આફ્રિકામા લડત ન લડાઇ હોત તો આજે દક્ષિણ આફ્રિકામાથી જ નહિ પણ બધાં અંગ્રેજી સંસ્થાનોમાંથી હિંદીઓનો પગ નીકળી ગયો હોત ને તેની ભાળ સરખી પણ ન લેવાઇ હોત. પણ આ જવાબ પૂરતો અથવા સંતોષકારક ન ગણાય. એવી દલીલ પણ થઇ શકે કે જો સત્યાગ્રહ ન થયો હોત પણ લેવાય તેટલુ કામ સમજુતીથી લઇને બેસી ગયા હોત તો આજે જે સ્થિતિ છે તે ન હોત. આ દલીલમા જો કે કાઇ વજૂદ નથી છતા જ્યાં કેવળ દલીલોના ને અનુમાનોના જ પ્રયોગ થાય, ત્યા કોની દલીલ કે કોનાં અનુમાનો ઉત્તમ એ કોણ કહે? અનુમાનો કાઢવાનો સૌને હક છે.

ઉત્તર ન દઈ શકાય એવી વાત તો એ છે કે જે શસ્ત્ર વડે જે વસ્તુ લેવાય તે જ શસ્ત્ર વડે તે વસ્તુ રાખી શકાય.

'કાબે અર્જુન લુંટિયો વહી ધનુષ્ય વહી બાણ'

જે અર્જુને શિવજીને હરાવ્યા, કૌરવોનો મદ ઉતાર્યો, તે જ અર્જુન જ્યારે કૃષ્ણરૂપી સારથિરહિત થયો ત્યારે એક લૂંટારાની ટોળીને પોતાના ગાંડીવ ધનુષ્યથી ન હરાવી શક્યો' તેવું જ દક્ષિણ આફ્રિકાના હિંદવાસીઓનુ છે. હજુ તો ઝૂઝી રહ્યા છે. પણ જે સત્યાગ્રહ વડે તેઓ જીત્યા, તે શસ્ત્ર જો ખોઈ બેઠા હોય તો તેઓ અંતે બાજી હારી જવાના. સત્યાગ્રહ તેમનો સારથિ હતો ને તે જ સારથિ તેમને સહાય કરી શકે તેમ છે.

**મોહનદાસ કરમચંદ ગાંધી**

(નવજીવન: તા ૫-૭-૧૯૨૫)

# સાંકળિયું

## પ્રકરણ ૧ લું

### જનરલ સ્મટ્સનો વિશ્વાસઘાત (?)

આંતરિક મુસીબતોનું દર્શન વાચનારે કંઇક કર્યું. તેમા ઘણે ભાગે તો મારે આત્મકથા જ આપવી પડી. એ અનિવાર્ય હતું કેમકે સત્યાગ્રહને લગતી મારી મુસીબતો એ સત્યાગ્રહીઓની પણ મુસીબતો થઇ પડી. હવે આપણે ફરી પાછા બાહ્ય મુસીબતો ઉપર આવીએ છીએ. આ પ્રકરણનું મથાળું લખતા મને શરમ આવી છે અને આ પ્રકરણ લખતા શરમ આવે છે, કારણ કે તેમા મનુષ્યસ્વભાવની વક્રતાનું વર્ણન રહેલું છે. જનરલ સ્મટ્સ એ ૧૯૦૮ની સાલમા પણ દક્ષિણ આફ્રિકામા તો સૌથી વધારે હુશીઆર નેતા ગણાતા. આજે તો દુનિયામા નહિ તો બ્રિટિશ સામ્રાજ્યમા તે ઉંચા પ્રકારના કાર્યકુશળ પુરૂષ ગણાય છે. તેની શક્તિ બહુ મોટી છે, તે વિષે મારા મનમા શંકા નથી. તે જેવા કુશળ વકીલ તેવા જ કુશળ સેનાપતિ છે, અને તેવા જ કુશળ રાજ્યવહીવટ ચલાવનાર માણસ છે. દક્ષિણ આફ્રિકામાં બીજા વહીવટદારો આવ્યા અને ગયા. પણ ૧૯૦૭ની સાલથી તે આજ લગી આ પુરૂષ દક્ષિણ આફ્રિકામા રાજ્યકારભારની લગામ પોતાના

હાથમા રાખી રહ્યા છે. અને આજ પણ તેની હરીફાઇમાં ઉભી શકે એવો કોઇ માણસ દક્ષિણ આફ્રિકામા નથી. મને દક્ષિણ આફ્રિકા છોડવાને આ લખાવતી વેળા નવ વર્ષ થયાં. આજે તેને દક્ષિણ આફ્રિકા કયા વિશેષણથી ઓળખે છે તે હું નથી જાણતો. જનરલ સ્મટ્સનું પોતીકું નામ જૅન છે અને તેને દક્ષિણ આફ્રિકાના લોકો 'સ્લિમ જૅની'ના નામથી ઓળખે છે. સ્લિમનો અર્થ આ ઠેકાણે 'સરકી જાય એવો' 'ઝાલ્યો ઝલાય નહિ એવો'. ગુજરાતી ભાષાનો તેને લગતો શબ્દ 'ખંધો' અથવા મીઠું વિશેષણ વાપરીએ તો ઉલટા અર્થમા 'ચાલાક' એ શબ્દ લાગુ પડી શકે. મને ઘણા અંગ્રેજ મિત્રોએ કહેલું—"જનરલ સ્મટ્સથી તું સાવધાન રહેજે. એ બહુ પહોંચેલ માણસ છે. એને ફરી જતાં વાર લાગે તેમ નથી. એના બોલવાનો અર્થ એ જ સમજી શકે. અને ઘણીવાર એવી રીતે બોલે છે કે બન્ને પક્ષ તેને પોતાને પ્રિય એવો અર્થ કરી શકે. વળી એ પોતે પ્રસગ આવે ત્યારે બન્ને પક્ષના અર્થને એક કોરે મેલીને પોતાનો ત્રીજો જ અર્થ બતાવે, તેને અમલમાં મૂકે અને તેના સમર્થનમા એવી ચાલાક દલીલ આપે કે બન્ને પક્ષ ઘડી ભર એમ માનતા થઈ જાય કે તેઓએ ભૂલ કરેલી હોવી જોઇએ, અને જનરલ સ્મટ્સ કરે છે એ જ ખરો અર્થ છે! મારે જે વિષયનું આ પ્રકરણમા વર્ણન કરવાનું છે તેને એ બીના જે વેળાએ બની તે વેળાએ વિશ્વાસઘાત માનેલ અને કહેલ. આજ પણ કોમની દૃષ્ટિએ એને હું વિશ્વાસઘાત ગણું છું. એમ છતા એ શબ્દની પાછળ મેં પ્રશ્નાર્થ ચિહ્ન મૂક્યું છે તેનું કારણ એ છે કે વાસ્તવિક રીતે એનું કૃત્ય કદાચ ઇરાદાપૂર્વક વિશ્વાસઘાત ન હોય, અને જ્યાં ઘાતનો ઇરાદો નથી ત્યાં વિશ્વાસનો ભંગ

કેમ માની શકાય ? ૧૯૧૩-૧૪ની સાલમાં જનરલ સ્મટ્સનો મને જે અનુભવ થયો તે મેં તે વખતે કડવો નહોતો ગણ્યો અને આજે તેનો વિચાર વધારે તટસ્થતાએ કરી શકું છું ત્યારે પણ કડવો નથી ગણી શકતો. એવું તદ્દન સંભવિત છે કે તેની૧૯૦૮ની હિન્દીઓ તરફની વર્તણૂક જ્ઞાનપૂર્વક વિશ્વાસભંગ ન હોય.

આટલી પ્રસ્તાવના તેને ન્યાય આપવા સારૂ અને તેમ છતાં મેં તેના નામની સાથે વિશ્વાસઘાત શબ્દનો જે ઉપયોગ કર્યો છે તેનો અને જે મારે આ પ્રકરણમાં કહેવું છે તેના બચાવ કરવાને સારૂ આપી છે. આપણે ગયા પ્રકરણમાં જોયું કે હિન્દીઓએ મરજીઆત પરવાના ટ્રાન્સવાલની સરકારને સંતોષ થાય એવી રીતે કઢાવી લીધા. હવે તે સરકારે ખૂની કાયદો રદ કરવાનો રહ્યો. અને જો તેમ કરે તો સત્યાગ્રહની લડત તો બંધ થાય. તેનો અર્થ એમ નહિ કે ટ્રાન્સવાલમાં હિન્દી વિરૂદ્ધ જે કંઇ કાયદા હોય તે બધા રદ થાય અથવા હિન્દીઓના બધા દુઃખ દૂર થાય. તે દૂર કરવાને સારૂ તો જેમ પ્રથમ કાયદેસર લડત ચાલતી હતી તે પ્રમાણે ચલાવવી જ રહી. સત્યાગ્રહ તો ખૂની કાયદા રૂપી નવું ઘોર વાદળ દૂર કરવા પરતો જ હતો. તેનો સ્વીકાર કરવામાં કોમને નામોશી આવતી હતી અને કોમની પ્રથમ ટ્રાન્સવાલમાં અને છેવટે આખા દક્ષિણ આફ્રિકામાંથી હસ્તી જ નાબુદ થતી હતી. પણ ખૂની કાયદો રદ કરવાનો ખરડો ઘડવાને બદલે જનરલ સ્મટ્સે તો નવું જ પગલું ભર્યું. તેણે જે ખરડો બ્હાર પાડ્યો તે વડે ખૂની કાયદો બહાલ રાખ્યો અને મરજીઆત પરવાના કાયદેસર ગણ્યા. પણ તે પરવાનાવાળાને ખૂની કાયદો લાગુ ન પાડી શકાય એમ તેના ખરડાની અંદર તેણે કલમ નાંખી. આનો અર્થ એમ થયો કે એક જ હેતુવાળા બે કાયદા સાથે સાથે ચાલે અને નવા આવનાર હિન્દીઓને

અથવા નવા પરવાના કઢાવનાર હિન્દીઓને પણ જૂની કાયદાની નીચે આવવું જોઇએ.

આ બીલ વાચી હું તો દિગ્મૂઢ જ બની ગયો. કોમને હું શું જવાબ આપીશ ? જે પઠાણ ભાઇએ પેલી મધરાતની સભામાં મારી ઉપર સખ્ત આક્ષેપો કર્યા હતા તેને કેવો સુંદર ખોરાક મળ્યો ? પણ મારે કહેવું જોઇએ કે સત્યાગ્રહ ઉપરનો મારો વિશ્વાસ આ આચકાથી મોળો ન પડતા વધારે તીવ્ર થયો. અમારી કમીટીની સભા ભરી તેઓને સમજાવ્યા. કેટલાકે મને ટાણો પણ માર્યો, "અમે તો તમને કહેતા આવ્યા છીએ કે તમે બહુ ભોળા છો. જે કંઇ કોઇ કહે તે માની બેસો છો. તમે જો તમારા ખાનગી કામમાં જ ભોળપણ રાખતા હો તો તો બળ્યું. પણ કોમી કામમાંયે એ ભોળપણ વાપરો છો તેથી કોમને ખમવું પડે છે. હવે પહેલાનો જુસ્સો પાછો આવવો એ અમને તો બહુ મુશ્કેલ લાગે છે. આપણી કોમને તમે કયા નથી જાણતા ? એ તો સોડાવૉટરની બૉટલ છે. ઘડીમા ઉભરો આવે તેનો ઉપયોગ થાય એટલો લેવો રહ્યો. એ ઉભરો શમ્યો એટલે ખલાસ.' આ શબ્દબાણમા ઝેર ન હતું. એવા પ્રકારનું બીજે પ્રસગે પણ મે સાભળેલુ હતું. મેં હસીને જવાબ આપ્યો, "જેને તમે મારૂં ભોળપણ કહો છો એ તો મારી સાથે જડાઇ ગએલી વસ્તુ છે. એ ભોળપણ નથી પણ વિશ્વાસ છે અને વિશ્વાસ રાખવો એ તો મારો તમારો સૌનો ધર્મ સમજું છું. છતા એને જો આપણે ખોડ ગણીએ તો પણ મારી સેવાથી કંઇ ફાયદો થતો હોય તો મારી ખોડનું નુકસાન પણ સહન થવું જોઇએ. વળી, તમે માનો છો તેમ હું એમ પણ નથી માનતો કે કોમનો જુસ્સો એ સોડાવૉટરના ઉભરા જેવો છે. કોમમાં તમે અને

હું પણ છીએ. મારા જુસ્સાને તમે એવું વિશેષણ આપો તો હું જરૂર અપમાન માનું અને મારી ખાત્રી છે કે તમે પણ તમને પોતાને અપવાદ રૂપે જ ગણતા હશો. અને જો તેમ ન ગણતા હો તો અને તમારા માપથી કોમનું માપ કાઢતા હો તો તમે કોમનું અપમાન કરો. આવી મહાન લડાઈઓમા ભરતીઓટ તો થયાજ કરે. ગમે તેવી ચોખવટ કરી હોય તો પણ સામેનો માણસ વિશ્વાસનો ભંગ કરવા બેસે તેને કોણ રોકી શકે? આ મંડળમાં એવા ઘણાય છે કે જે મારી પાસે પ્રોમિસરી નોટો દાવા કરવાને સારૂ લાવે છે, પોતાના દસ્કત આપી જેણે કાડા કાપી દીધાં છે એનાથી વધારે ચોકસાઈ શું થઈ શકે? તે છતા તેવાની ઉપર પણ કોરટમાં લડવું પડે છે. તેઓ સામે થાય છે, અનેક પ્રકારના બચાવ કરે છે, ફેંસલા થાય છે, લેજીઓ કઢાય છે, આવા અઘટિત બનાવોને સારૂ ક્યા ચોકસી છે કે જેથી એવું ફરી ન જ બને? તેથી મારી સલાહ તો એ જ છે કે જે ગૂંચવણ આવી પડી છે તેને આપણે ધીરજથી ઉકેલવી. આપણે ફરીથી લડવું પડે તો આપણે શું કરી શકીએ—એટલે બીજાઓ શું કરશે તેનો વિચાર કર્યા વિના દરેક સત્યાગ્રહી પોતે શું કરશે અથવા કરી શકે છે—એ જ વિચારવાનું રહ્યું. મને તો એમ લાગે છે કે આપણે આટલા સાચા રહીશું, તો બીજા પણ તેવા જ રહેવાના—; અથવા જો કંઈ નબળાઈ તેઓમાં આવી હશે તો આપણો દાખલો લઈને તેઓ પોતાની નબળાઈને કાઢી નાંખી શકશે."

મને લાગે છે કે ફરી લડત ચાલી શકવા વિષે જેઓએ શુભ હેતુથી ટાણો મારવાને રૂપે શંકા બતાવી હતી તેઓ સમજી ગયા. આ અવસરે કાછલીઆ પોતાનું ઝવેરાત દિવસે દિવસે બતાવી રહ્યા હતા. બધી બાબતમાં થોડામાં થોડું બોલી પોતાનો

નિશ્ચય જાહેર કરી દેતા અને તેમા અડગ રહેતા. અને મને એક પણ પ્રસંગ એવો યાદ નથી કે જ્યારે તેમણે નબળાઇ બતાવી હોય અથવા તો છેવટના પરિણામ વિષે શંકા પણ બતાવી હોય. એવો અવસર નજીક આવી ગયો કે જ્યારે કૅપ્ટન તોફાની સમુદ્રમા સુકાની રહેવા તૈયાર ન હતા. તે વખતે સૌએ કાછલીઆને એકમતે વધાવી લીધા, અને ત્યારથી તે છેવટની ઘડી સુધી તેમણે સુકાન ઉપરથી પોતાનો હાથ દૂર ન કર્યો. અને જે મુસીબતો ભાગ્યે જ કોઇ માણસ સહન કરી શકે તે તેમણે નિશ્ચિંત અને નિર્ભય થઇને સહન કરી. જેમ લડાઇ આગળ વધતી ગઇ તેમ એવો અવસર આવ્યો કે કેટલાકને સારૂ તો જેલમા જઇ બેસવું એ સહેલું કામ હતું—એ આરામ હતો પણ બહાર રહી બધી વસ્તુ ઝીણવટથી તપાસવી, તેની ગોઠવણો કરવી, અનેક માણસોને સમજાવવા, એ બધું બહુ વધારે મુશ્કેલ હતું. એવો અવસર આવ્યો કે જ્યારે કાછલીઆને ગોરા લેણદારોએ તેમના સાંણસામા પકડયા.

ઘણા હિન્દી વેપારીઓના વેપારનો આધાર ગોરા વેપારીઓની પેઢીઓ ઉપર હોય છે. તેઓ લાખો રૂપીઆનો માલ કંઇ પણ ખોળાધરી વિના હિન્દી વેપારીઓને ધીરે છે. આવો વિશ્વાસ હિન્દી વેપારીઓ સંપાદન કરી શક્યા છે એ હિન્દી વેપારની સામાન્ય પ્રમાણિકતાનો એક સરસ પુરાવો છે. કાછલીઆ શેઠને પણ ઘણી અંગ્રેજી પેઢીઓ તરફથી ધીરધાર હતી. કંઇક પણ સરકાર તરફની સીધી અથવા આડકતરી ઉશ્કેરણીથી આ વેપારીઓએ કાછલીઆની પાસે રહેલા પોતાના નાણા તુરત માગ્યાં. તેમણે કાછલીઆને બોલાવી કહ્યું પણ ખરૂં—"જો તમે આ લડતમાંથી નીકળી જાઓ તો અમને નાણાની કંઇ જ ઉતાવળ નથી. જો તમે તેમાંથી ન નીકળી જાઓ તો અમને ભય છે

તમને સરકાર ગમે ત્યારે પકડી લે તો અમારાં નાણાંનું શું થાય? તેથી જો તમે આ લડતમાંથી ન જ નીકળી શકો તો અમારા નાણાં તમારે તુરત ભરવાં જોઇએ." આ વીર પુરૂષે જવાબ આપ્યો—"લડત એ મારી પોતાની અંગત વાત છે. તેને મારા વેપારની સાથે કંઇ સંબંધ નથી. તે લડતમા મારો ધર્મ, મારી પ્રજાનું માન અને મારૂં પોતાનું સ્વમાન સમાયેલા છે. તમારી ધીરધારને સારૂ હું તમારો આભાર માનું છું પણ તેને કે મારા વેપારને હું સર્વોપરી નથી ગણી શકતો. તમારા પૈસા સોના મહોર જેવા છે. હું જીવતો હોઉં ત્યા સુધી વેચાઇને પણ તમારા પૈસા ભરૂ એમ છું, અને ધારો કે મને કંઇ થઇ ગયું તો પણ મારી ઉઘરાણી અને માલ તમારે હસ્તક જ છે એમ તમે સમજી લ્યો. આજ લગી તમે મારી ઉપર વિશ્વાસ રાખ્યો છે અને હું એમ ઇચ્છું છું કે હજુ પણ તમે વિશ્વાસ રાખો." જો કે આ દલીલ તો તદ્દન વ્યાજબી જ હતી અને કાછલીઆની દઢતા એ વેપારીઓને સારૂ એક વધારે વિશ્વાસનું કારણ હતું તો પણ તેની અસર આ વખતે તેઓની ઉપર થાય એમ ન હતું. ઉંઘતાને આપણે જગાડી શકીએ છીએ પણ જે જાગતો ઉંઘવાનો ડોળ કરતો હોય તેને જગાડી શકતા નથી, તેમ ગોરા વેપારીઓનું બન્યું. તેમને તો કાછલીઆને દબાવવા હતા, તેઓનાં લહેણા કંઇ જોખમમાં ન હતાં.

મારી ઑફિસમા લેણદારોની મીટિંગ થઇ. તેઓને મેં સ્પષ્ટ શબ્દોમા કહ્યું કે કાછલીઆ ઉપર જે દબાણ તેઓ ચલાવી રહ્યા છે તે વેપારીશાઇ નથી પણ રાજ્યપ્રકરણી છે, અને વેપારીઓને એમ કરવું શોભે નહિ. તેઓ ઉલટા ખીજાયા. કાછલીઆ શેઠની પાસે જે માલ હતો તેની અને તેની ઉઘરાણીની નોંધ મારી પાસે હતી તે મેં તેઓને બતાવી, અને તે ઉપરથી સિદ્ધ

કરી આપ્યું કે તેઓને સોએ સો ટકા મળી શકે એમ છે. વળી જો આ વેપાર એઓ કોઇ બીજાને વેચી દેવા ઇચ્છે તો એ બધો માલ અને ઉઘરાણી વેચાતા લેનારને સોંપી દેવા કાછલીઆ તૈયાર છે. જો તેમ ન કરે તો વેપારીઓ જે માલ દુકાનમા હતો તે મૂળ દામે લઇ લે, અને તેમ કરતા માલમા કંઇ પણ ઓછું આવે તો તેના અવેજમા તેઓ પસંદ કરે એવી ઉઘરાણી તેઓ લઈ લે. વાચનાર સમજી શકશે કે આ પ્રસ્તાવ કબૂલ કરવાથી ગોરા વેપારીઓને કશું ખોવું પડે એમ ન હતુ, (અને આવી રીતે ઘણા અસીલોને માર ભીડને પ્રસંગે લેણદારોની સાથે હું બંદોબસ્ત કરી શક્યો હતો) પણ આ પ્રસંગે વેપારીઓ ન્યાય નહોતા ઇચ્છતા. તેઓ તો કાછલીઆને નમાવવા ઇચ્છતા હતા. કાછલીઆ ન નમ્યા, અને નાદાર દેવાદાર ઠર્યા.

આ નાદારી એ તેમને કલંકરૂપ ન હતી, પણ તેમનું ભૂષણ હતું. કોમમા તેમની આબરૂ વધી અને તેમની દૃઢતા અને બહાદુરીને સારૂ બધાયે તેમને મુબારકબાદી આપી. પણ આવી જાતની વીરતા અલૌકિક છે. સામાન્ય માણસ એ ન જ સમજી શકે. નાદારી એ નાદારી મટી, નામોશી મટી, આદર અને માનમા ખપી શકે એવી કલ્પના પણ સામાન્ય માણસને નહિ આવી શકે. કાછલીઆને એ જ વસ્તુ સ્વાભાવિક લાગી. ઘણા વેપારીઓ કેવળ નાદારીના ડરથી જ ખુની કાયદાને વશ થયા હતા. કાછલીઆ ધારત તો નાદારીમાથી બચી શકત. લડત છોડીને બચવું એ ઉપાય તો હતો જ. પણ આ સ્થળે એ વાત મારા મનમા નથી. કાછલીઆને ઘણા હિન્દી મિત્રો હતા. તેઓ આવી ભીડને વખતે તેમને પૈસા ધીરી શકત. પણ તેવી ગોઠવણ કરી તેમણે પોતાનો વેપાર બચાવ્યો હોત તો તેમની બહાદુરી લજવાત. કેદમાં

જવાનું જે જોખમ તેમની ઉપર હતું તે તો સૌ સત્યાગ્રહીઓની ઉપર હતું. એટલે કોઇ પણ સત્યાગ્રહીની પાસેથી પૈસા કાઢીને તેઓ ગોરાઓને ચૂકવે એ તો ન જ શોભે. પણ જેમ સત્યાગ્રહી વેપારીઓ તેમના મિત્ર હતા તેમ જેઓ કાયદાને વશ થયા હતા તે પણ મિત્રો હતા. તેઓની મદદ મળી શકે તેમ હતી એ હું જાણું છું. મારી યાદ પ્રમાણે એવા એક બે મિત્રોએ તેમને કહેણુ પણ મોકલ્યું હતું. પણ તેઓની મદદ લેવી એ તો ખૂની કાયદાને વશ થવામાં ડહાપણ છે એમ કબૂલ કર્યા બરાબર થતું હતું. તેથી તેવી મદદ ન જ લેવાય એમ અમે બન્નેએ નિશ્ચય કર્યો. સિવાય અમે બન્નેએ એમ પણ ધાર્યું કે જો કાછલીઆ પોતાને નાદાર ગણાવા દે તો તેમની નાદારી એ બીજાઓને ઢાલ સમાન થઇ પડે. કેમકે જો સોએ સો ટકા નહિ તો નવાણું ટકા નાદારીઓમા લેણદાર કંઇક ને કંઇક તો ખુએ જ છે. જો ૫૦ ટકા મળે તો તો તેઓ ખુશ થાય છે પોણોસો ટકા સો ટકા જેવા જ માની લે કારણ કે દ. આફ્રિકાના વેપારના મોટા વેપારીઓ સામાન્ય રીતે ૬૱ ટકા નફો નથી લેતા પણ ૨૫ ટકા લે છે. તેથી ૭૫ ટકા મળે ત્યા સુધી તેઓ તેને ખોટનો વેપાર તો ગણે જ નહિ. પણ નાદારીમા પૂરેપૂરૂં તો ભાગ્યેજ મળે. તેથી કોઇ પણ લેણદાર કરજદારને નાદાર કરવા તો ઇચ્છે જ નહિ.

એટલે કાછલીઆની નાદારીથી ગોરાઓ બીજાઓને ધમકી આપતા તો બંધ જ થઈ જાય તેમ હતુ. અને થયું પણ તેમજ. ગોરાઓનો હેતુ કાછલીઆની પાસે લડત મૂકાવવાનો હતો અને તેમ ન કરે તો રોકડા સોએ સો ટકા વસૂલ કરવાનો હતો. બેમાંથી એકે હેતુ તો પાર ન જ પડયો પણ ઉલટું અવળું પરિણામ આવ્યું. નાદારીને વધાવી લેનાર પ્રતિષ્ઠિત

હિન્દી વેપારીનો આ પહેલો દાખલો જોઇ ગોરા વેપારીઓ સમસમી રહ્યા, અને હમેશાંને સારૂ શાંત થઇ ગયા. એક વરસની અંદર કાછલીઆ શેઠના માલમાથી ગોરાઓને સોએ સો ટકા મળી ગયા. નાદારીમાં લેણદારોને સો ટકા મળ્યાનો મારી જાણમા તો દક્ષિણ આફ્રિકામા આ પહેલો અનુભવ હતો. આથી લડાઇ ચાલતી હતી તે છતાં કાછલીઆનું માન ગોરા વેપારીઓમાં પણ અતિશય વધી ગયું, અને તે જ વેપારીઓએ લડાઇ ચાલતી હતી તે છતા કાછલીઆને જોઇએ તેટલો માલ ધીરવા તૈયારી દેખાડી. પણ કાછલીઆનું બળ તો દિવસે દિવસે વધતું જ જતું હતું. લડતનું રહસ્ય પણ તેઓ સમજી જ ગએલા. લડત કેટલી લાંબી ચાલશે એ પાછળથી તો કોઇ કહી શકે એવું હતું જ નહિ. તેથી નાદારી પછી અમે નિશ્ચય કરી લીધો હતો કે લડત ચાલતા સુધી લાંબા વેપારમાં પડવું જ નહિ. એક ગરીબ માણસ પોતાનું ખર્ચ ચલાવી શકે એટલું પેદા કરવાજોગી જ પ્રવૃત્તિ રાખીને બાકી વેપાર લડાઇ દરમ્યાન ન જ કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. તેથી ગોરાઓએ આપેલી સગવડનો તેમણે ઉપયોગ ન જ કર્યો. વાંચનાર સમજશે કે કાછલીઆ શેઠના જીવનના જે બનાવોનું જે વર્ણન હું આપી ગયો છું તે બધા કંઇ આ પ્રકરણમા વર્ણવેલી કમિટીની મીટિંગ પછી બન્યા એમ નથી. પણ એ વર્ણન એક જ વખતે આપી દેવું એ યોગ્ય ધારી તેને અહીં જગ્યા આપેલી છે. તારીખવાર જોતા બીજી લડત શરૂ થઇ ત્યાર પછી કેટલેક કાળે કાછલીઆ પ્રમુખ થયા, અને ત્યારબાદ નાદાર ઠરતા પહેલાં કેટલોક કાળ વહી ગયો.

હવે આપણે કમિટીની મીટિંગના પરિણામ ઉપર આવીએ. એ મીટિંગ પછી જનરલ સ્મટ્સને મેં કાગળ લખ્યો કે નવો ખરડો એ સમાધાનીનો ભંગ છે. મારા કાગળમાં સમાધાની

પછી એક અઠવાડીઆની અંદર તેણે ભાષણ કર્યું હતું તે તરફ પણ તેનું ધ્યાન ખેંચ્યુ. તે ભાષણમાં તેણે આ શબ્દો વાપર્યા હતાઃ "આ લોકો (એશિઆવાસી) એશિઆટિક કાયદો રદ કરવાનું મને કહે છે. જ્યા સુધી તેઓએ મરજીઆત પરવાના કઢાવી નથી લીધા ત્યા સુધી તે કાયદો રદ કરવાની મેં ના પાડી છે.' પોતાને ગૂંચવણમાં લાવી મૂકે એવી વસ્તુના અમલદાર વર્ગ જવાબ આપતા નથી. અને આપે છે તો તે ગોળગોળ હોય છે. જનરલ સ્મટ્સે આ કળાને સંપૂર્ણ રીતે ખીલવી હતી. તેને ગમે તેટલું લખો, ગમે તેટલાં ભાષણ કરો પણ જ્યારે જવાબ આપવાની તેની ઇચ્છા ન હોય ત્યારે તેની પાસેથી જવાબ કઢાવી જ શકાય નહિ. તેને મળેલા કાગળોનો જવાબ આપવો જ જોઇએ એ સામાન્ય વિનય તેને બંધન કરનાર ન હતો. એટલે મારા કાગળોના જવાબમા મને કશોય સંતોષ ન મળી શક્યો.

અમારા મધ્યસ્થ આલ્બર્ટ કાર્ટરાઇટને હું મળ્યો. તેઓ થીજી ગયા અને મને કહ્યું—" ખરેખર હું આ માણસને સમજી જ નથી શકતો. એશિયાટિક કાયદો રદ કરવાની વાત મને બરોબર યાદ છે. મારાથી બનતું હું કરીશ, પણ તું જાણે છે કે એ માણસે એક નિશ્ચય કર્યો હોય પછી એની પાસે કોઇનું ચાલતું નથી. અખબારોનાં લખાણ તો તેની ગણત્રીમાં જ નથી. એટલે મને પૂરો ભય છે કે મારી મદદ તમને ઉપયોગમાં નહિ આવી શકે " હૉસ્કિન વગેરેને પણ મળ્યો. તેણે જનરલ સ્મટ્સને કાગળ લખ્યો. તેને પણ ઘણો જ અસંતોષકારક જવાબ મળ્યો. વિશ્વાસઘાતના મથાળા નીચે મેં 'ઇન્ડિઅન ઓપીનિઅન'મા લખાણો પણ લખ્યા, પણ તેથી જનરલ સ્મટ્સને શું ? તત્ત્વવેત્તા અથવા નિષ્ઠુર માણસને વિષે ગમે તેવા કડવાં વિશેષણ વાપરો તેની તેના ઉપર કંઇ અસર

થતી નથી. તે પોતાનું ધારેલું કામ કરવામા મચેલા રહે છે. હું નથી જાણતો કે જનરલ સ્મટ્સને વિષે બેમાથી કયા વિશેષણનો ઉપયોગ થઇ શકે. તેની વૃત્તિમા એક પ્રકારની ફિલસુફી છે એમ તો મારે કબૂલ કરવું જોઇએ. જે વખતે અમારે પત્રવ્યવહાર ચાલતો હતો અને અખબારોમા મારા લખાણ ચાલતા હતા તે વખતે તો મેં તેને નિષ્ઠુર જ કલ્પેલા એમ યાદ છે, પણ આ હજુ લડાઇનો પહેલો ભાગ હતો. બીજું જ વર્ષ હતુ, અને લડાઈ તો આઠ વર્ષ ચાલી. દરમ્યાન હું તેને ઘણીએ વાર મળેલો. પાછળની અમારી વાતો ઉપરથી મને એમ લાગી આવતું કે જનરલ સ્મટ્સની લુચ્ચાઇને વિષે જે સામાન્ય માન્યતા દક્ષિણ આફ્રિકામા રહેલી છે તેમા ફેરફાર થવો જોઇએ. બે વસ્તુ તો મને ચોક્કસ જણાઇ આવી કે પોતાની રાજનીતિને વિષે કંઇક પણ ધોરણ એણે રાખેલું છે અને તે કેવળ અનીતિમય તો નથી જ. પણ એની સાથે મેં એ પણ જોયું કે તેના રાજનીતિશાસ્ત્રમાં ચાલાકીને, પ્રસગ પડ્યે સત્યાભાસને સ્થાન છે.*

---

આ છાપતી વેળા આપણને માલમ પડી ગયું છે કે જનરલ સ્મટ્સ-ની સરદારીનો પણ અત આવી શક્યો છે.

મો૦ ક૦ ગાંધી

## પ્રકરણ ૨ જું

### લડતની પુનરાવૃત્તિ

એક તરફથી જનરલ સ્મટ્સને સમાધાનીની શરત પાળવાનું વીનવવામાં આવતું હતું તેમ બીજી તરફથી કોમને પાછી જાગ્રત કરવાનું કામ પણ ઉત્સાહપૂર્વક ચાલી રહ્યું હતું. અનુભવ એવો થયો કે દરેક જગ્યાએ ફરી લડત ચાલુ કરવા અને જેલ જવા લોકો તૈયાર જ હતા. બધી જગ્યાએ સભાઓ શરૂ કરી દીધી. ચાલી રહેલો પત્રવ્યવહાર સમજાવ્યો. 'ઇન્ડિયન ઓપીનિયન'મા તો દરેક અઠવાડીઆની રોજનીશી આવતી જ હતી એટલે કોમ પૂરી માહિતગાર રહેતી, અને સૌને સમજાવવામા આવ્યું કે મરજીઆત પરવાના નિષ્ફળ નીવડવાના છે. જો કેમે કરતા ખૂની કાયદો રદ ન થાય તો તે આપણે બાળી નાખવા જ જોઇએ; જેથી સ્થાનિક સરકાર સમજી શકે કે કોમ અડગ છે, નિશ્ચિંત છે, અને જેલ જવા પણ તૈયાર છે. તેવા હેતુથી દરેક જગ્યાએથી પરવાનાઓ પણ એકઠા કરવામાં આવતા હતા.

સરકાર તરફથી જે ખરડા વિષે આપણે પાછલા પ્રકરણમાં વાચી ગયા તે ખરડો પસાર કરવાની તૈયારીઓ ચાલી. ટ્રાન્સવાલની

ધારાસભા મળી. તેમાં પણ કોમે અરજી મોકલી. તેનું પરિણામ પણ કંઈ ન આવ્યું. છેવટે સત્યાગ્રહીઓનું 'અલ્ટીમેટમ' મોકલવામાં આવ્યું. અલ્ટીમેટમ એટલે નિશ્ચયપત્ર અથવા ધમકીપત્ર, જે લડાઈના ઇરાદાથી જ મોકલવામાં આવે છે. અલ્ટીમેટમ શબ્દનો ઉપયોગ કોમ તરફથી નહોતો થયો પણ કોમનો નિશ્ચય જણાવનારો જે પત્ર ગયો તેને જનરલ સ્મટ્સે જ અલ્ટીમેટમ વિશેષણથી ધારાસભામાં ઓળખાવ્યો, અને સાથે સાથે તેમણે જણાવ્યું કે "જે લોકો આવી ધમકી આ સરકારને આપી રહ્યા છે તેઓને સરકારની શક્તિનું ભાન નથી. મને દિલગીરી જ એટલી થાય છે કે કેટલાક ચળવળીઆઓ (એજીટેટર) ગરીબ હિન્દીઓને ઉશ્કેરે છે, અને ગરીબ લોકોમાં તેઓનું જોર હશે તો તે ખુવાર થશે." અખબારોના રિપોર્ટરે આ પ્રસંગનું વર્ણન કરતાં લખ્યું છે કે ધારાસભાના ઘણા મેમ્બરો અલ્ટીમેટમનું સાંભળી ખૂબ ગુસ્સે થયા હતા. તેઓની આંખો લાલ થઈ હતી, અને તેઓએ જનરલ સ્મટ્સનો રજૂ કરેલો ખરડો એકમતે અને ઉત્સાહપૂર્વક પસાર કર્યો હતો.

મજકુર અલ્ટીમેટમમાં આટલી જ વાત હતી—'જે સમજૂતી હિન્દી કોમ અને જનરલ સ્મટ્સની વચ્ચે થઈ હતી તેનો ચોખ્ખો મુદ્દો એ હતો કે જો હિન્દીઓ મરજીઆત પરવાના લે તો તે કાયદેસર ગણવાનો ખરડો ધારાસભા આગળ રજૂ કરવો અને એશિયાટિક કાયદો રદ કરવો. એ તો પ્રસિદ્ધ વાત છે કે સરકારના અમલદારોને સંતોષ થાય એવી રીતે હિન્દી કોમે મરજીઆત પરવાના કઢાવી લીધા છે. એટલે હવે એશિયાટિક કાયદો રદ થવો જ જોઈએ. કોમે આ બાબત જનરલ સ્મટ્સને ખૂબ લખાણો કર્યાં. બીજા પણ જે કાયદેસર ઇલાજો લેવા જોઈએ તે

ઉલાજો દાદ લેવા કર્યા; પણ હજુ લગી કોમનો પ્રયત્ન નિષ્ફળ ગએલ છે. ધારાસભામાં ખરડો પસાર થવાની અણી ઉપર છે. તે સમયે કામમા ફેલાએલી બેકરારી અને લાગણી સરકારને જણાવવાની આગેવાનોની ફરજ છે. અને અમારે દિલગીરીની સાથે કહેવું પડે છે કે જો સમાધાનીની શરત પ્રમાણે એશિયાટિક કાયદો રદ કરવામા નહિ આવે તો અને તેમ કરવાના નિશ્ચયની ખબર કોમને અમુક મુદત સુધીમાં નહિ કરવામા આવે તો કોમે એકઠા કરેલા પરવાનાઓ બાળી મૂકવામા આવશે અને તેમ કરવાથી જે મુસીબતો કોમ ઉપર આવી પડશે તે વિનય અને દૃઢતાપૂર્વક સહન કરી લેશે."

આવા કાગળને અલ્ટીમેટમ ગણવાનું એક કારણ તો એ હતુ કે તેમા જવાબને વાસ્તે મુદત આપવામા આવી હતી. અને બીજું કારણ હિન્દીઓ એક જંગલી કોમ હોવા વિષે ગોરાઓમા સામાન્ય માન્યતા. જો ગોરાઓ હિન્દીઓને પોતાના જેવા ગણતા હોત તો આ કાગળને વિનયપત્ર ગણત અને તેની ઉપર ધ્યાન પણ દેત. પણ ગોરાઓની એવી જંગલીપણાની માન્યતા એ જ હિન્દીઓને ઉપર મુજબ કાગળ લખવાને સારૂ પૂરતું કારણ હતું. કોમની સામે બે સ્થિતિ હતી. એક તો એ કે તેવું જંગલીપણું કબૂલ રાખીને દબાઇ રહેવું અને બીજું એ કે જંગલીપણાનો ઇન્કાર કરનારાં અમલી પગલા ભરવા. એવા પગલામા આ કાગળ એ પ્રથમ પગથીઉં હતું. જો એ કાગળની પાછળ તેનો અમલ કરવાનો દૃઢ નિશ્ચય ન હોત તો એ કાગળ ઉદ્ધત ગણાત, અને કોમ વિચાર વિનાની અને અણઘડ છે એમ સાબિત થાત.

વાચનારના મનમાં કદાચ એવી શંકા આવશે કે જંગલી-

પણાનો ઇન્કાર કરનારૂં પગલું તો જ્યારે ૧૯૦૬ ની સાલમાં સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેવાઇ ત્યારે જ ભરાયું. અને જો એ બરોબર હોય તો આ કાગળમાં એવું શું નવું હતું કે જેથી હું તેને આવું મહત્ત્વ આપું છું, ને તે સમયથી કોમે જંગલીપણાનો ઇન્કાર કરવાનો આરંભ કર્યો એમ ગણું છું? એક દૃષ્ટિએ આવી દલીલ સાચી ગણાય. પણ વિશેષ વિચારથી માલમ પડશે કે ઇન્કારનો ખરો આરંભ નિશ્ચયપત્રથી થયો. સત્યાગ્રહની પ્રતિજ્ઞાનો બનાવ અનાયાસે બન્યો એ વાંચનારે યાદ રાખવું જોઇએ. ત્યાર પછીની કેદ વિગેરે તો તેનું અનિવાર્ય પરિણામ હતું જ. તેમાં કોમ અજાણપણે પણ ચઢી. આ કાગળ વખતે તો પૂરૂં જ્ઞાન અને પ્રતિષ્ઠાનો દાવો કરવાનો પૂરો ઇરાદો હતો. ખૂની કાયદો રદ કરાવવો એ હેતુ તો હતો જ, જેમ પ્રથમ તેમ હવે. પણ તેની સાથે ભાષાની શૈલીમાં, કાર્ય કરવાની ઢબની પસંદગીમાં, વગેરેમાં તફાવત હતો. ગુલામ માલિકને સલામ કરે અને મિત્ર મિત્રને કરે–એ બન્ને સલામ તો છે જ, છતાં એ બન્નેમાં એટલો બધો ભેદ છે કે એ ભેદથી જ તટસ્થ જોનાર એકને ગુલામ તરીકે અને બીજાને મિત્ર તરીકે ઓળખી લેશે.

અલ્ટીમેટમ મોકલતી વખતે જ અમારામાં ચર્ચા તો થએલી જ. મુદત ઠરાવીને જવાબ માગવો એ અવિનય નહિ ગણાય? એથી સ્થાનિક સરકાર માગણી કબૂલ કરવાની હોય તો પણ ન કરે એવું નહિ બને? કોમનો નિશ્ચય આડકતરી રીતે સરકારને જાહેર કરીએ તો બસ નથી? આવા આવા વિચારો કર્યા પછી અમે સૌએ એકમત થઇને નિશ્ચય કર્યો કે જે ખરૂં અને યોગ્ય માનીએ છીએ તે જ કરવું. અવિનયી ગણાવાનું આળ માથે ચઢે તો તે વ્હોરી લેવું. સરકાર આપવાની હોય તે ખોટા રોષથી ન આપે તેનું જોખમ

ઉઠાવવું. જો આપણે કોઇપણ રીતે મનુષ્ય તરીકે આપણું હલકાપણું કબૂલ રાખતા નથી અને ગમે તેટલું દુઃખ ગમે તેટલા કાળ સુધી પડયાં કરે તે સહેવાની શક્તિ આપણામાં છે એમ માનીએ છીએ તો આપણે જે યોગ્ય અને સીધો રસ્તો છે એ જ ગ્રહણ કરવો જોઇએ.

હવે કદાચ વાંચનાર જોઇ શકશે કે આ વખતના પગલામા કઇક નવીનતા અને વિશેષતા હતા. તેનો પડઘો ધારાસભામા અને બહાર ગોરા મડળોમા પણ પડયો. કેટલાકે હિન્દીઓના હિંમતની તારીફ કરી, અને કેટલાક બહુ ગુસ્સે થયા. હિન્દીઓને આ ઉદ્ધતાઇની પૂરી શિક્ષા મળવી જ જોઇએ એવા ઉદ્‌ગારો પણ તેઓએ કાઢયા. બન્ને પક્ષે પોતાની વર્તણુકથી હિન્દી પગલાની નવીનતા સ્વીકારી. જ્યારે સત્યાગ્રહ શરૂ થયો ત્યારે જો કે ખરેખરૂં જોતાં એ કેવળ નવીન પગલું હતું, છતાં તેથી જે ખળભળાટ થયો હતો તેના કરતાં આ પત્રથી બહુ વિશેષ થયો. તેનું એક કારણ પ્રસિદ્ધ છે જ. સત્યાગ્રહ શરૂ થયો તે વખતે કોમની શક્તિનું માપ કોઇને ન હતું. તે વખતે આવો કાગળ કે તેની ભાષા શોભત નહિ. હવે, કોમની થોડી ઘણી કસોટી થઇ ચૂકી હતી, કોમમા સામાજિક મુસીબતોની સામે થવામાં દુઃખ પડે તે સહન કરવાની શક્તિ છે એમ સૌ જોઇ શકયા હતા; એટલે નિશ્ચયપત્રની ભાષા સ્વાભાવિક રીતે ઉગી નીકળી, અને તે અશોભતી ન લાગી.

## પ્રકરણ ૩ જું

## મરજીઆત પરવાનાની હોળી

અલ્ટીમેટમ અથવા નિશ્ચયપત્રની મુદત જે દિવસે બીજા એશિયાટિક કાયદો પસાર થવાનો હતો તે દિવસની જ નાખેલી હતી. મુદત વીત્યા પછી બેએક કલાકે પરવાના બાળવાની જાહેર ક્રિયા કરવાને સારૂ સભા બોલાવવામાં આવી હતી. અણધારી રીતે કદાચ સરકારનો અનુકૂળ જવાબ ફરી વળે તો પણ તે સભા વ્યર્થ નહિ જાય એમ સત્યાગ્રહ-કમિટીએ માન્યું હતુ, કેમકે તે સભા મારફતે સરકારનો અનુકૂળ ઠરાવ જાહેર કરી શકાય.

કમિટીની માન્યતા તો એવી હતી કે આ નિશ્ચયપત્રનો સરકાર કંઇ જવાબ જ નહિ આપે. અમે બધા વહેલા સભાસ્થાન ઉપર પહોંચી ગયા હતા. જો સરકારનો તારથી કંઇ પણ જવાબ આવે તો તે સભામાં તુરત મળી શકે એવી પણ ગોઠવણ કરી હતી. સભાનો વખત ચાર વાગ્યાનો રાખવામાં આવ્યો હતો. નિયમ પ્રમાણે સભા મસ્જીદના પ્રણીયામાં કરવામાં આવી હતી. હિન્દીઓથી ચોગાન ઉભરાઇ ગયું હતું. દક્ષિણ આફ્રિકામાં હબસીઓ પોતાની

રસોઇને સારૂ જરૂર પ્રમાણે ચાર પાયાવાળી નાની અથવા મોટી લોખંડની બનાવેલી કઢાઇઓ વાપરે છે. પરવાનાઓ બાળવા સારૂ આવી એક કઢાઇ જે મોટામાં મોટા કદની મળી શકી તેવી એક હિન્દી વેપારીની દુકાનમાથી માગી આણવામા આવી હતી. એ કઢાઈ એક ખૂણામાં માચડા ઉપર ગોઠવવામા આવી હતી.

સભા શરૂ કરવાનો સમય થયો તેટલામાં જ એક સ્વયંસેવક બાઇસીકલ ઉપર આવી પહોંચ્યો. તેના હાથમાં તાર હતો. એ તાર સરકારી જવાબ હતો. જવાબમાં કોમના નિશ્ચયને સારૂ દિલગીરી દર્શાવી હતી અને સરકાર પોતાનો નિશ્ચય બદલી શકે તેમ નથી એમ પણ જણાવ્યું હતું. એ તાર સભાને વાંચી સંભળાવવામાં આવ્યો. સભાએ તેને વધાવી લીધો. કેમ જાણે સરકાર નિશ્ચયપત્રની માગણી કબૂલ રાખત તો કોમને પરવાનાઓની હોળી કરવાનુ શુભ કાર્ય કરવાનો અવસર આવેલો હાથથી જાત! આવો હર્ષ યોગ્ય ગણાય કે અયોગ્ય એનો નિશ્ચય કરવો બહુ મુશ્કેલ છે. જેણે જેણે એ જવાબને તાળીઓના અવાજથી વધાવી લીધો તેઓના હેતુ સમજ્યા વિના યોગ્યતાઅયોગ્યતાનો નિર્ણય ન થઇ શકે. પણ એટલું તો કહી શકાય કે એ ખુશાલી સભાના ઉત્સાહની સુંદર નિશાની હતી. સભાને પોતાની શક્તિનું કંઇક માપ આવ્યું હતું. સભા શરૂ થઇ. પ્રમુખે સભાને સાવધાન કરી. બધી સ્થિતિ સમજાવી. પ્રસંગને યોગ્ય ઠરાવો પસાર કર્યા. મેં જૂદી જૂદી સ્થિતિઓ ઉભી થએલી હતી તે સ્પષ્ટ રીતે સમજાવી, અને કહ્યું, "જેઓએ પોતાના પરવાના બાળવાને સારૂ આપ્યા છે તેમાંથી કોઇ પાછા લેવા ઇચ્છે તો લઇ શકે છે. પરવાના બાળવાથી જ કંઈ ગુન્હો થતો નથી. અને તેટલા જ

કાર્યથી જેલના હોંશીલાઓને જેલ મળવાની નથી. પરવાના બાળીને તો માત્ર આપણે આપણો નિશ્ચય જાહેર કરીએ છીએ કે અમે ખૂની કાયદાને વશ થવાના નથી, અને પરવાનો બતાવવા જેટલી શક્તિ પણ અમે અમારી પાસે રાખવા ઇચ્છતા નથી. પણ જે માણસ પરવાનો બાળવાની ક્રિયામા આજે સામેલ થાય તે બીજે જ દિવસે જઇને નવો પરવાનો કઢાવી આણે તો કોઇ તેનો હાથ ઝાલે એમ નથી. આવું કુકર્મ કરવાનો જેનો ઇરાદો હોય અથવા જેને કસોટીને વખતે પોતાની શક્તિને વિષે શંકા હોય તેણે હજુ પોતાનો પરવાનો પાછો લઇ લેવાનો સમય છે, અને તે લઇ શકે છે. અત્યારે પોતાનો પરવાનો પાછો લેનારને શરમાવાનું કારણ નથી. હું તો તેને એક પ્રકારની હિંમત પણ ગણું. પણ પાછળથી પરવાનાની નકલ કઢાવવી એમા શરમ ને નામોશી છે અને કોમને નુકસાન છે. વળી આ વખતે કોમે એ પણ સમજી રાખવું જોઇએ કે લડત લાંબી ચાલવાનો સંભવ છે. આપણામાના કેટલાક પડી ગયા છે એ પણ આપણે જાણીએ છીએ. એટલે દરજ્જે કોમની ગાડી ખેંચનારા બાકી રહેલાઓને વધારે જોર કરવું પડશે એ દેખીતું છે. એ બધું વિચાર્યા પછી જ આજનું સાહસ આપણે કરવું એવી મારી સલાહ છે."

મારા ભાષણ દરમ્યાન જ સભામાંથી અવાજ તો આવ્યાં જ કરતા હતા—"અમારે પરવાના પાછા નથી જોઇતા—એની હોળી કરો." છેવટે કોઇને વિરોધ કરવો હોય અથવા સામે થવું હોય તો તેણે ઉભા થવું એમ મેં સૂચવ્યું. કોઇ ઉભું ન થયું. આ સભામા મીર આલમ પણ હાજર હતો તેણે મને મારવામા પોતાની ભૂલ થઇ હતી એ જાહેર કર્યું અને પોતાનો અસલ પરવાનો બાળવા આપ્યો । તેણે મરજીઆત પરવાનો તો

કઢાવ્યો જ ન હતો. મેં મીર આલમનો હાથ પકડયો ને હર્ષથી ચાપ્યો. મારા મનમાં તો કદિ કશો રોષ ન હતો એ મેં એને ફરીથી જણાવ્યું. મીર આલમના આ કાર્યથી સભાના હર્ષનો પાર ન રહ્યો.

કમિટીની પાસે બાળવા સારૂ ૨૦૦૦ ઉપરાંત પરવાના આવી ચૂકયા હતા. તેની ગાસડી પેલી કઢાઇમાં પધરાવી, ઉપર ઘાસતેલ રેડયું, અને મેં દીવાસળી મેલી. આખી સભા ઉભી થઇ ગઇ અને બળવાની ક્રિયા ચાલી ત્યાં સુધી તાળીઓથી મેદાનને ગજાવી મૂકયું. કેટલાક જેમણે પોતાના પરવાના હજુ પોતાની પાસે રાખી મૂકયા હતા તેનો માચડા ઉપર વરસાદ થવા લાગ્યો, અને તે પણ પેલી કઢાઇમા પડયા. હોળી સળગતાં લગી તે કેમ નહોતા આપવામા આવ્યા, એનું કારણ પૂછતાં કોઇએ એમ જણાવ્યું કે હોળીને વખતે આપવા એ વધારે શોભે અને તેની અસર બીજાઓ ઉપર વધારે થાય એમ માનીને. બીજા કેટલાકે નિખાલસપણે કબૂલ કર્યું—"અમારી હિંમત ચાલતી ન હતી. છેલ્લી ઘડી સુધી એમ પણ હતું કે કદાચ પરવાના ન એ બળે. પણ આ હોળી જોયા પછી અમારાથી રહેવાય એમ જ ન હતું. જે સૌનું થશે તે અમારૂ થઇ રહેશે." આવી નિખાલસતાના અનુભવો આ લડતને વિષે અનેક થયા હતા આ સભામા અંગ્રેજી અખબારોના રિપોર્ટરો આવ્યા હતા. તેઓની ઉપર પણ આખા દૃશ્યની બહુ અસર પડી અને તેઓએ સભાનું આબેહૂબ વર્ણન પોતપોતાના અખબારોમાં આપ્યું. વિલાયતના 'ડેલી મેલ'ના જોહાનિસબર્ગના ખબરપત્રીએ મજકુર છાપાને તેનું વર્ણન મોકલ્યું. તેમા પરવાનાની હોળીને અમેરિકાના અંગ્રેજોએ બોસ્ટન બંદરના દરિયામા વિલાયતથી ગએલી વ્હાની

પેટીઓ ડુબાવી દીધી હતી અને ઇંગ્લંડને વશ નહિ રહેવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો હતો તેની સાથે સરખાવી હતી. એક તરફ ૧૩૦૦૦ હિન્દીઓનો એક નિરાધાર સમુદાય ને એની સામે ટ્રાન્સવાલનું બળવાન રાજ્ય, એ દક્ષિણ આફ્રિકાની સ્થિતિ; અને અમેરિકામા ત્યાના સર્વ વાતે કુશળ લાખો ગોરાઓ અને તેની સામે અંગ્રેજી સલ્તનત;—એ બે સ્થિતિનો મુકાબલો કરી જોતા 'ડેલી મેલ'ના ખબરપત્રીએ હિન્દીઓને વિષે અતિશયોક્તિ કરી એમ મને નથી ભાસતું. હિન્દી કોમનું હથીઆર પોતાના સત્ય ઉપર અને ઇશ્વર ઉપર શ્રદ્ધા એ સિવાય બીજું કંઇ જ નહોતું. એ હથીઆર શ્રદ્ધાળુને સારૂ સર્વોપરી છે એમા કંઇ શંકા નથી. પણ જનસમાજમા હજુ એ દૃષ્ટિ આવી નથી. ત્યા લગી હથીઆરરહિત ૧૩૦૦૦ હિન્દીઓ હથીઆરબળીઆ અમેરિકાના ગોરાઓને મુકાબલે નજીવા જ ગણાવાના. પણ ઇશ્વર તો નિર્બળનું જ બળ છે, એટલે જગત એમને નજીવા ગણે એ યથાસ્થિત જ છે.

## પ્રકરણ ૪ થું

### કોમ ઉપર નવા મુદ્દાનો આરોપ

ધારાસભાની જે બેઠકમાં એશિયાટિક કાયદો (બીજો) પાસ થયો તે જ બેઠકમાં એક બીજો ખરડો પણ જનરલ સ્મટ્સે રજૂ કર્યો. તેનું નામ 'ઇમિગ્રન્ટ્સ' રિસ્ટ્રીક્શન ઍક્ટ' હતું. એટલે નવી વસ્તી ઉપર અંકુશ મૂકનારો કાયદો. આ કાયદો બધાને લાગુ પડતો હતો. પણ તેનો મુખ્ય હેતુ નવા આવનાર હિન્દીઓને અટકાવવાનો હતો. તે કાયદો ઘડવામા નાતાલના તેવા કાયદાનું અનુકરણ હતું. પણ તેમા એક કલમ એવી હતી કે પ્રતિબદ્ધ વસ્તીની વ્યાખ્યામાં જેઓને એશિયાટિક કાયદો લાગુ પડે તેઓનો પણ સમાવેશ થાય. એટલે આડકતરી રીતે આ કાયદામાં એક પણ નવો હિન્દી દાખલ ન થઇ શકે એવી યુક્તિ રહેલી હતી. એની સામે થવું એ તો કોમને સારૂ આવશ્યક જ હતુ. પણ તેનો સમાવેશ સત્યાગ્રહમાં કરવો કે કેમ એ સવાલ કોમની સામે આવી ઉભો. સત્યાગ્રહ ક્યારે અને ક્યા વિષયને વિષે કરવો એ બાબત કોમ કોઇની સાથે બંધાએલી ન હતી. તેની મર્યાદા કેવળ કોમનાં વિવેક અને શક્તિમાં રહેલી હતી. વાતવાતમાં કોઇ

સત્યાગ્રહ કરે તો એ દુરાગ્રહ થયો. તેમ શક્તિનું માપ લીધા વિના એ શસ્ત્રનો દુપયોગ કરે અને પછી હાર ખાય તેમા પણ પોતે તો કલંકિત થાય જ, પણ એવા અવિવેકથી શસ્ત્રને સુદ્ધા એ દૂષિત કરે.

કમિટીએ જોયું કે હિન્દી કોમનો સત્યાગ્રહ ખૂની કાયદાની સામે જ છે. ખૂની કાયદો નાબૂદ થાય તો વસ્તીને લગતા કાયદા-મા રહેલું મેં ઉપર બતાવ્યું તે ઝેર પોતાની મેળે નાબૂદ થાય. આમ છતાં જો ખૂની કાયદો તો નાબૂદ થવો જ જોઇતો હતો તો વસ્તીને લગતા કાયદાને અંગે જૂદી ચર્ચા કે હીલચાલની જરૂર નથી એમ સમજી કોમ બેસી રહે તો હિંદીઓની નવી વસ્તીને લાગૂ પડનારા સંપૂર્ણ પ્રતિબંધનો તેણે સ્વીકાર કર્યો ગણાય. આમ તે કાયદાની સામે તો થવું જ રહ્યું, માત્ર તેને સત્યાગ્રહમાં દાખલ કરવો કે નહિ એ જ વિચારવું રહ્યું હતું. કોમે વિચાર્યું કે સત્યાગ્રહ ચાલતી વખતે જ કોમની ઉપર નવા હુમલા થાય એ હુમલાને પણ સત્યાગ્રહમા દાખલ કરવાનો તેનો ધર્મ તો રહ્યો જ. અશક્તિને લીધે તેમ ન થઇ શકે એ જૂદી વાત. નેતા-ઓને લાગ્યું કે શક્તિના અભાવનું કે શક્તિની ઉણપનું બહાનુ કાઢીને એ ઝેરી કલમને જતી કરાય જ નહિ અને તેને પણ સત્યાગ્રહમાં દાખલ કર્યે જ છૂટકો છે.

તેથી તે વિષે સ્થાનિક સરકાર સાથે પત્રવ્યવહાર ચાલ્યો. તેને લીધે કાયદામાં તો કંઇ ફેરફાર ન થયો પણ જનરલ સ્મટ્સે તેમા કોમને—અને ખરૂં જોતા તો મને—વગોવવાનું નવું સાધન જોયું. તે જાણતા હતા કે જેટલા ગોરાઓ જાહેર રીતે કોમને મદદ કરી રહ્યા હતા તેના કરતાં ઘણા વધારેની લાગણી કોમની તરફ ખાનગી રીતે તો હતી જ. એ લાગણી નાબૂદ કરી શકાય

તો કરવી એમ તો તેમને સ્વાભાવિકપણે થાય જ. તેથી તેમણે મારા ઉપર નવો મુદ્દો ઉભો કર્યાનો આરોપ મૂક્યો અને પોતાની સાથેના વાતચીતમાં તેમજ લખવામા પણ અંગ્રેજ સહાયકોને જણાવ્યું કે—"ગાંધીને જેટલો હું ઓળખું તેટલો તમે લોકો નથી ઓળખતા. એને જો તમે એક તસુ આપો તો એ એક હાથ માગે એમ છે. એ બધું હું જાણું છુ તેથી જ હું એશિયાટિક ઍક્ટ રદ નથી કરતો. સત્યાગ્રહ તેણે શરૂ કર્યો ત્યારે નવી વસ્તીની તો કંઇ વાત જ ન હતી. હવે ટ્રાન્સવાલના રક્ષણને ખાતર નવા હિન્દીઓને આવતા અટકાવવાનો કાયદો કરીએ છીએ તો તેમાયે એ પોતાનો સત્યાગ્રહ ચલાવવા ઇચ્છે છે. આવી ચાલાકી ( કનીંગ ) ક્યા સુધી બરદાસ્ત કરી શકાય? ભલે તેને કરવું હોય તે કરે, એકેએક હિન્દી ખુવાર થઇ જશે ત્યા સુધી હું કાયદો રદ કરવાનો નથી, અને હિન્દીઓને વિષે સ્થાનિક સરકારે જે નીતિ ગ્રહણ કરી છે તેનો પણ ત્યાગ કરવાનો નથી; અને આ ન્યાયી ધોરણને ટેકો આપવામા દરેક ગોરાએ સંમત થવું જોઇએ." જરાક વિચાર કરતા ઉપલી દલીલ તદ્દન ગેરવ્યાજબી અને નીતિવિરૂદ્ધ હતી એમ જોઇ શકાય તેવું છે. નવી વસ્તીની અટકાયત કરવાના કાયદાનો જન્મ જ નહોતો તે વેળાએ મારે અથવા કોમે તેની સામે કઇ રીતે થવું? મારી 'ચાલાકી' (કનીંગ)ના અનુભવની તેણે વાત કરી છતાં એવો એક પણ દાખલો એ ટાંકી નહોતા શક્યા. અને હું પોતે તો જાણું છું કે દક્ષિણ આફ્રિકામા એટલા બધા વરસ રહ્યો તેમાં મે ક્યારે ચાલાકી વાપરી હોય એવું મને સ્મરણ જ નથી. બલ્કે આ પ્રસગે તો હું આગળ વધીને એટલે સુધી પણ કહેતા અચકાતો નથી કે મારી આખી જીંદગીમાં મેં ચાલાકીનો ઉપયોગ

જ નથી કર્યો. તેનો ઉપયોગ નીતિવિરૂદ્ધ છે એમ હું માનું છું, એટલું જ નહિ પણ હું તો તેને યુક્તિવિરૂદ્ધ પણ માનું છું. તેથી વ્યવહારદષ્ટિએ પણ તેનો ઉપયોગ મેં સદાયે નાપસંદ કર્યો છે. મારા બચાવમા આટલું લખવાનીયે જરૂર હું નથી માનતો. મારો બચાવ જે વાંચકવર્ગને સારૂ હું આ લખું છું તેની સામે મારે મુખેથી કરતા હુ શરમાઉં. હું ચાલાકીરહિત માણસ છું એ વાતનો જો હજુ સુધી તેઓને અનુભવ ન થયો હોય તો મારા બચાવથી હુ એ વાત સિદ્ધ કરી શકવાનો જ નથી. ઉપરનાં વાક્યો મેં લખ્યા છે તેનો હેતુ માત્ર એટલો જ છે કે કેવા સંકટ વચ્ચે સત્યાગ્રહની લડત લડવાની હતી એનો વાચનારને ખ્યાલ આવી શકે અને કોમ નીતિના ધોરી રસ્તાથી જરાપણ ચલાયમાન થવાથી લડત કેવી જોખમમા આવી જાત એ વાચનાર સમજે. બજાણીઆ વીસ ફુટ ઉંચા ટેકા ઉપર લટકાવેલી દોરી ઉપર જ્યારે ચાલે છે ત્યારે તેમને જેમ એકાગ્ર નજરે જ ચાલવું પડે છે અને જો જરાયે નજર ચૂકે તો ગમે તે બાજુએ પડે તો પણ તેને સારૂ મોત જ રહેલું હોય છે; તેમ તેનાથી વધારે એકાગ્ર નજર રાખીને સત્યાગ્રહીએ ચાલવાનું રહ્યું છે એવો અનુભવ મેં આઠ વરસના બહોળા સમય દરમ્યાન લઇ લીધો હતો. જે મિત્રો આગળ જનરલ સ્મટ્સે પેલો આરોપ મૂક્યો હતો તે મિત્રો મને સારી પેઠે ઓળખતા હતા, તેથી તેઓની ઉપર જનરલ સ્મટ્સે ધારેલું તેથી ઉલટી જ અસર થઇ. તેઓએ મારો કે લડતનો ત્યાગ ન કર્યો એટલું જ નહિ પણ મદદ કરવામાં તેમને વધારે હોંશ આવી, અને કોમે પાછળથી જોઇ લીધું કે નવી વસ્તીના કાયદાને સત્યાગ્રહમા દાખલ ન કર્યો હોત તો ભારે મુસીબતમાં પડવું પડત.

દરેક શુદ્ધ લડતને વિષે જેને હું વૃદ્ધિનો કાયદો કહું છું તે લાગુ પડે છે એમ મારો અનુભવ મને શીખવે છે. પણ સત્યાગ્રહને વિષે તો હું એ વસ્તુ સિદ્ધાંતરૂપે માનું છુ. જેમ ગંગા નદી જેમ જેમ આગળ વધે છે તેમ તેને અનેક નદીઓ આવી મળે છે અને તેના મુખ આગળ તો તેનો પટ એટલો બધો વિશાળ બની જાય છે કે ડાબી કે જમણી કોઇ બાજુ તરફ કિનારો દેખી શકાતો નથી અને વહાણમા બેઠેલા ઉતારૂને વિસ્તારમા સમુદ્રમા અને તેનામા કશો તફાવત જણાતો નથી, તે જ પ્રમાણે સત્યાગ્રહની લડત જેમ આગળ વધે છે તેમ તેમા અનેક વસ્તુઓ ભળતી જાય છે અને તેથી તેમાથી નીપજનારા પરિણામમા વૃદ્ધિ થતી જાય છે. સત્યાગ્રહનું આ પરિણામ અનિવાર્ય છે એમ હું માનુ છું. તેનું કારણ તેના મૂળ તત્ત્વમા જ રહેલુ છે. કેમકે સત્યાગ્રહમા ઓછામા ઓછું એ વત્તામા વત્તું છે. એટલે ઓછામા ઓછામાથી ઘટાડવાપણું તો કશુ રહ્યું જ નહિ. તેથી એનાથી પાછા હઠી જ ન શકાય, એટલે સ્વાભાવિક ક્રિયા વૃદ્ધિની જ થઈ શકે. બીજી લડતો શુદ્ધ હોય છતા માગણીમા ઓછું કરવાનો અવકાશ પ્રથમથી જ રાખવામા આવે છે, તેથી વૃદ્ધિનો કાયદો વગર અપવાદે લાગુ પાડવામા મે શંકા બતાવી. પણ જ્યારે ઓછામા ઓછું એ વધુમા વધુ પણ છે ત્યારે વૃદ્ધિનો કાયદો કેમ લાગુ પડી શકે એ સમજાવવાનું બાકી રહે છે. વૃદ્ધિ શોધવાને સારૂ જેમ ગંગા નદી પોતાની ગતિ છોડતી નથી તેમ સત્યાગ્રહી પણ પોતાનો તલવારની ધાર જેવો રસ્તો છોડતો નથી. પણ જેમ ગગા નદીનો પ્રવાહ આગળ ચાલતો જાય છે તેમ તેમ બીજાં પાણી પોતાની મેળે તેમા ભળે છે તવું સત્યાગ્રહી ગંગાને વિષે પણ છે. વસ્તીનો કાયદો સત્યાગ્રહમા દાખલ થયો ત્યાર

પછી અને તે જોઇને સત્યાગ્રહના સિદ્ધાંતો નહિ જાણનારા હિન્દીઓ-એ આગ્રહ કર્યો કે ટ્રાન્સવાલના હિંદીઓ વિરૂદ્ધના બધા કાયદા તેમા દાખલ કરવા. બીજા કેટલાકે વળી એમ કહ્યું કે લડત ચાલે છે તેવામા નાતાલ, કેપ કૉલોની, ઑરેંજ ફ્રી સ્ટેટ ઇ૦ બધાને નિમંત્રણ કરી દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ વિરૂદ્ધના એકેએક કાયદાની બાબતમા સત્યાગ્રહ કરી નાખવો. આ બન્ને વાતમાં સિદ્ધાતભંગ હતો. મેં ચોખ્ખું જણાવ્યું કે જે સ્થિતિ સત્યાગ્રહ શરૂ થયો તે વખતે આપણે નહોતી ઉભી કરી તે હવે લાગ જોઇને ઉભી કરવી એ અપ્રમાણિક છે. આપણી શક્તિ ગમે તેટલી હોય તો પણ આ સત્યાગ્રહ તો જે માગણીને સારૂ થએલ છે તે માગણી કબૂલ થયે આટોપવો જ જોઇએ. જો આ સિદ્ધાંતને અમે ન વળગી રહ્યા હોત તો જીતને બદલે હાર જ થાત એવો મારો દૃઢ વિશ્વાસ છે એટલું જ નહિ પણ જે લાગણી અમે મેળવી શક્યા હતા તે પણ ગુમાવી બેસત. એથી ઉલટું જ્યારે ચાલતે સત્યાગ્રહે પ્રતિપક્ષી પોતે જ નવી આપત્તિઓ ઉત્પન્ન કરે તો તે અનાયાસે જ સત્યાગ્રહમાં દાખલ થઇ જાય. સત્યાગ્રહી પોતાની દિશામાં જતો જતો તેને રસ્તે આવી બળતી વસ્તુઓને પોતાનો સત્યાગ્રહ છોડયા વિના અવગણી શકતો જ નથી. અને પ્રતિપક્ષી સત્યાગ્રહી હોતો જ નથી ( સત્યાગ્રહની સામે સત્યાગ્રહ અસંભવિત જ છે ) તેથી તેને ઓછાવત્તાનું બંધન હોતું જ નથી. કોઇ નવી જ વસ્તુ ઉભી કરી સત્યાગ્રહને ડરાવવા ધારે ત્યારે તે ડરાવી શકે છે. પણ સત્યાગ્રહીએ ભય તો છોડયો છે એટલે પ્રતિપક્ષી નવી આપત્તિઓ શરૂ કરે તેની સામે પણ તે પોતાનો મંત્રોચ્ચાર કરે છે, અને શ્રદ્ધા રાખે છે કે વચમાં આવતી બધી આપત્તિઓની સામે એ મંત્રોચ્ચાર ફલદાયી થશે જ. તેથી જ સત્યાગ્રહ જેમ

સંખાય—એટલે પ્રતિપક્ષી તેને જેમ સંખાવ્યા કરે—તેમ તેની દૃષ્ટિએ તો તેને ગુમાવવાનું જ રહ્યું, અને સત્યાગ્રહીએ વધારે કમાવાનું રહ્યું. આ નિયમના લાગુપણાનાં બીજાં દૃષ્ટાંતો આપણે આ લડતના ઇતિહાસમાં જ જોઈશું.

## પ્રકરણ ૫ મું

### સોરાબજી શાપુરજી અડાજણીઆ

હવે જ્યારે નવી વસ્તીની વાત પણ લડતમા દાખલ થઇ ત્યારે નવી વસ્તીને દાખલ કરવાની કસોટી પણ સત્યાગ્રહીએ જ કરવાની રહી. અમે તે હિન્દીની મારફતે એ કસોટી ન કરાવવી એવા કમિટીનો નિશ્ચય હતો. નવી વસ્તીના કાયદામા પ્રતિબંધની જે બીજી શરતો હતી અને જેની સામે અમારે કંઇ પણ વિરોધ ન હતો તે શરતોનું પાલન કરી શકે એવા માણસને ટ્રાન્સવાલમા દાખલ કરી જેલ મહેલમા બેસાડી દેવો એવી ધારણા હતી. આમ કરી સત્યાગ્રહ એ મર્યાદા ધર્મ છે એમ સાબીત કરવુ હતું. એક કલમ એ કાયદામા એવી હતી કે નવા દાખલ થનારને યુરોપની કોઇ પણ ભાષાનુ જ્ઞાન હોવુ જોઇએ. તેથી અંગ્રેજી જાણનાર હિન્દી જે ટ્રાન્સવાલમા અગાઉ ન રહી ગએલ હોય તેને દાખલ કરવાની કમિટીની ધારણા હતી. કેટલાક હિન્દી નૌજવાનોએ કહેણ મોકલ્યું હતુ પણ તેમાથી સોરાબજી શાપુરજી અડાજણીઆનું જ કહેણ કસોટીના કેસને ( ટેસ્ટ કેસ ) સારૂ કબૂલ રાખવામાં આવ્યું.

નામ ઉપરથી જ વાચનાર સમજી શકશે કે સોરાબજી પારસી હતા. આખા દક્ષિણ આફ્રિકામા પારસીની વસ્તી સોથી વધારે નહિ હોય. પારસીઓને વિષે જે અભિપ્રાય મેં હિન્દુસ્તાનમા આપેલો છે તે જ હુ દક્ષિણ આફ્રિકામા પણ ધરાવતો હતો. આખી દુનિયામા એક લાખથી વધારે પારસીઓ નહિ હોય એટલી નાની કોમ પોતાની પ્રતિષ્ઠા જાળવી રહી છે, પોતાના ધર્મને વળગી રહી છે, અને ઉદારતામા દુનિયાની એક પણ કોમ તેને નથી પહોચી શકતી, એટલી જ વાત એ કોમની ઉચ્ચતાનુ પ્રમાણપત્ર છે તેમા પણ સોરાબજી તો અનુભવ થતા રતન નીવડ્યા. જ્યારે એઓ લડાઇમા દાખલ થયા તે વખતે એમને હુ સ્હેજસાજ ઓળખતો. લડતમા આવવા વિષેના તેમના પત્રવ્યવહારે મારા ઉપર સારી છાપ પાડી હતી. પારસીના ગુણોનો જેમ હુ પૂજારી છું, તેમ એક કોમ તરીકે તેઓમા જે કેટલીક ખોડ છે, તેથી હુ અજાણ ન હતો અને નથી. તેથી ખરે અવસરે સોરાબજી નભી શકશે કે નહિ એ વિષે મારા મનમા શક હતો પણ સામેનો માણસ પોતે એથી વિરુદ્ધ વાત કરતો હોય ત્યારે એવા શક ઉપર અમલ ન કરવો એ મારો કાયદો હતો એટલે મેં તો સોરાબજીએ જે દૃઢતા પોતાના કાગળમાં બતાવી હતી તે માની લેવાની ભલામણ કમિટીને કરી અને પરિણામે તો સોરાબજી પ્રથમ પંક્તિના સત્યાગ્રહી નીવડ્યા. લાંબામા લાબી જેલ ભોગવનારા સત્યાગ્રહીઓમાં તે એક હતા, એટલુ જ નહિ પણ તેમણે લડતનો એટલો બધો ઉડો અભ્યાસ કરી લીધો કે લડતને વિષે એ જે કંઇ કહે તે બધાને સાભળવું પડતું. તેમની સલાહમા હમેશા દૃઢતા, વિવેક, ઉદારતા, શાંતિ વગેરે જોવામા આવતા. ઉતાવળે તો વિચાર બાધે જ નહિ અને વિચાર બાધ્યા પછી ફેરવે જ નહિ. જેટલે દરજ્જે તેમનામ.

પારસીપણું હતું—અને તે ખૂબ હતુ—તેટલે જ દરજ્જે હિન્દીપણું હતું. સંકુચિત જાતિઅભિમાનની ગંધ સરખી તેમનામા કોઇ દિવસ નથી આવી. લડત પૂરી થયા પછી સારા સત્યાગ્રહીઓમાથી કોઇને વિલાયત મોકલી બૅરીસ્ટર બનાવવા સારૂ દાક્તર મહેતાએ શિષ્યવૃત્તિ આપી હતી. તેની પસંદગી તો મારે જ કરવાની હતી. બે ત્રણ લાયક હિન્દીઓ હતા પણ બધા મિત્રમંડળને એમ જ લાગ્યુ કે સોરાબજીના પીઢપણાની અને ઠરેલપણાની હરીફાઇ કરી શકે એવું બીજું કોઇ ન હતું તેથી તેમને જ ચુંટવામા આવ્યા હતા. એવા એક હિન્દીને વિલાયત મોકલવાનો એ હેતુ હતો કે તે દક્ષિણ આફ્રિકા પાછા આવી મારી જગ્યા લઇ શકે અને કોમની સેવા કરે. કોમનો આર્શીર્વાદ અને કોમનું માન લઇને સોરાબજી વિલાયત ગયા. બૅરીસ્ટર થયા. ગોખલેના પ્રસંગમા તો દક્ષિણ આફ્રિકામા જ આવ્યા હતા પણ વિલાયતમા વધુ નિકટ આવ્યા. તેમનું મન સોરાબજીએ હરી લીધું. જ્યારે હિન્દુસ્તાન જાય ત્યારે સોરાબજીને 'હિન્દ સેવક સમાજ'મા દાખલ થવાનો આગ્રહ પણ કર્યો. સોરાબજી વિદ્યાર્થીવર્ગમા અતિશય પ્રિય થઇ પડ્યા હતા. દરેકના દુ:ખમા ભાગ લે, વિલાયતના આડંબરની કે એશ-આરામની તેમના મન ઉપર જરાયે અસર ન થઇ. જ્યારે વિલાયત ગયા ત્યારે સોરાબજીની ઉમર ત્રીસ વરસથી વધારે હતી. તેમનો અંગ્રેજી અભ્યાસ ઉંચા પ્રકારનો ન હતો. વ્યાકરણ વગેરે કટાઇ ગયા હતા. પણ મનુષ્યની ખંતની આગળ આવી અગવડો નભી શકતી નથી. શુદ્ધ વિદ્યાર્થીજીવન ગાળી સોરાબજી પોતાની પરીક્ષાઓમાં પાસ થતા ગયા. મારા જમાનાની બૅરીસ્ટરની પરીક્ષા પ્રમાણમા સહેલી હતી. આજકાલના બૅરીસ્ટરોને પ્રમાણમાં બહુ વધારે અભ્યાસ કરવો પડે છે. પણ સોરાબજી હાર્યા નહિ.

વિલાયતમા જ્યારે 'એમ્બ્યુલન્સ કોર' થઈ ત્યારે આરંભ કરનારાઓમા તે હતા ને છેવટ સુધી તેમા રહ્યા. એ ટુકડીને પણ સત્યાગ્રહ કરવો પડ્યો હતો. તેમા ઘણા પડી ગયા હતા. જેઓ અડગ રહ્યા તેમા અગ્રેસર સોરાબજી હતા. હું અહીં કહી નાખું કે એ ટુકડીના સત્યાગ્રહમા પણ જય જ મળ્યો હતો.

વિલાયતમા બૅરીસ્ટર થયા પછી સોરાબજી જોહાનીસ્બર્ગ ગયા. ત્યા સેવા અને વકીલાત બન્ને શરૂ કર્યાં. દક્ષિણ આફ્રિકાથી મને જે કાગળો આવ્યા તેમા સૌ સોરાબજીના વખાણ જ કરતા હતા—"જેવા સાદા હતા તેવા જ છે. આડંબર મુદ્દલ નથી. નાના મોટા બધાની સાથે હળે મળે છે." પણ ઇશ્વર જેવો દયાળુ લાગે છે તેવો જ નિર્દય પણ લાગે છે. સોરાબજીને તીવ્ર ક્ષય થયો અને થોડા મહિનામા કોમનો નવો પ્રેમ સંપાદન કરી કોમને રોતી મૂકી ચાલતા થયા! એમ ઇશ્વરે કોમની પાસેથી થોડા કાળમા બે પુરુષરત્ન છીનવી લીધા—કાછલીઆ અને સોરાબજી.

પસંદગી કરવી હોય તો બેમાથી હું કોને પ્રથમ પદ આપુ? હું પસંદગી કરી જ ન શકું. બન્ને પોતાના ક્ષેત્રમા અપ્રતિમ હતા. અને જેમ કાછલીઆ જેટલા શુદ્ધ મુસલમાન તેટલા જ શુદ્ધ હિન્દી હતા તેમ સોરાબજી પણ જેટલા શુદ્ધ પારસી તેટલા જ શુદ્ધ હિન્દી હતા.

આ સોરાબજી પ્રથમ સરકારને નોટીસ આપી ટેસ્ટને જ ખાતર ટ્રાન્સવાલમા દાખલ થયા. સરકાર આ પગલાંને સારૂ મુદ્દલ તૈયાર ન હતી. તેથી સોરાબજીનું શું કરવું એનો તાબડતોબ નિશ્ચય કરી શકી નહિ. સોરાબજી જાહેર રીતે સરહદ વટાવી ટ્રાન્સવાલમાં દાખલ થયા. પરવાના તપાસનાર સરહદી અમલદાર તેમને જાણતો હતો. સોરાબજીએ કહ્યું: "હું ટ્રાન્સવાલમાં

ઇરાદાપૂર્વક કસોટી ખાતર દાખલ થાઉં છું. મારી અંગ્રેજીની પરીક્ષા લેવી હોય તો તું લે અને મને પકડવો હોય તો તું પકડ" અમલદારે જવાબ આપ્યો: "તમે અંગ્રેજી જાણો છો એ તો મને ખબર છે એટલે એ પરીક્ષા લેવાપણું છે જ નહિ. તમને પકડવાનો મને હુકમ નથી. તેથી તમે સુખેથી જાઓ જ્યાં જશો ત્યાં તમને સરકાર પકડવા હશે તો પકડશે."

એટલે અણધારી રીતે સોરાબજી તો જોહાનીસબર્ગ સુધી પહોંચ્યા. અમે બધાએ તેમને હર્ષભેર વધાવી લીધા. કોઈએ આશા રાખી જ ન હતી કે સરકાર સોરાબજીને ટ્રાન્સવાલની સરહદના વૉક્સરસ્ટ સ્ટેશનથી જરા પણ આગળ વધવા દે. ઘણી વેળા એવું બને છે કે જ્યારે આપણે આપણાં પગલાં વિચારપૂર્વક અને નિર્ભયતાથી તુરત લઈએ છીએ ત્યારે તેના વિરોધની તૈયારીઓ સરકારે કરેલી હોતી નથી. પ્રત્યેક સરકારનો આ સ્વભાવ ગણી શકાય. અને સામાન્ય હીલચાલોમાં સરકારનો કોઈ પણ અમલદાર એટલે સુધી પોતાનું ખાતું પોતાનું નથી કરતો કે જેથી તેણે દરેક બાબતના વિચાર પહેલેથી ગોઠવી લીધા હોય અને તૈયારીઓ રાખી હોય. વળી, અમલદારને એક જ કામ નથી હોતું પણ અનેક હોય છે, જેમાં તેનું ધ્યાન વહેંચાઈ જાય છે. તે ઉપરાંત અમલદારને સત્તાનો મદ હોવાથી તે બેફીકર રહે છે અને માની લે છે કે ગમે તેવી હીલચાલને પણ પહોંચી વળવું એ સત્તાધિકારીને સારૂ રમત વાત છે. આથી ઉલટું હીલચાલ કરનારો પોતાનું ધ્યેય જાણતો હોય, સાધન જાણતો હોય, અને તેની યોજના વિષે દૃઢ હોય તો તે તો પૂરો તૈયાર હોય છે અને તેને તો એક જ કામનો વિચાર રાતદિવસ કરવાનો હોય. તેથી જો એ ખરાં પગલાં સચોટપણે લઈ શકે તો સરકારથી હમેશાં

આગળ ને આગળ જ ચાલે. ઘણી હીલચાલો નિષ્ફળ જાય છે તેનું કારણ સરકારની અપૂર્વ સત્તા એ નથી હોતું પણ સંચાલકોમા ઉપર બતાવ્યા ગુણની ઉણપ એ હોય છે.

સારાશ, સરકારની ગફલતને લીધે કે ઇરાદાપૂર્વક કરેલી યોજનાને લીધે સોરાબજી જોહાનીસબર્ગ સુધી પહોચી શક્યા અને સોરાબજીના જેવા કેસમા અમલદારનું જે કર્તવ્ય હોય તેનો ખ્યાલ અથવા તે વિષે તેના ઉપરીની સૂચના સ્થાનિક અમલદારને નહોતા. સોરાબજીના આ પ્રમાણે આવવાથી કોમી ઉત્સાહમા બહુ વધારો થયો, અને કેટલાક જુવાનોને તો એમજ લાગ્યુ કે સરકાર હારી ગઇ, અને થોડા વખતમા જ સમાધાની કરી લેશે. તેવું કંઇ ન હતું એમ આ યુવકમંડળે તરત જ સિદ્ધ થયેલું જોયુ. અને એ પણ જોયુ કે સમાધાની થતાં પહેલા તો કદાચ ઘણા યુવાનોને પોતાના બળિદાન આપવા પડે.

સોરાબજીએ જોહાનીસબર્ગમા પોતાના આગમનની ખબર જોહાનીસબર્ગના પોલીસ સુપરીન્ટેન્ડન્ટને આપી, અને તેમાં જણાવ્યું કે ટ્રાન્સવાલમા રહેવાનો પોતે નવી વસ્તીના કાયદા પ્રમાણે પોતાને હકદાર માને છે. કારણમા પોતાનું અંગ્રેજી ભાષાનું સામાન્ય જ્ઞાન ટાંક્યુ અને જો અમલદાર પરીક્ષા લેવા ધારે તો તે આપવાને સારૂ પોતાની તૈયારી જાહેર કરી. આ કાગળનો કશો જવાબ ન મળ્યો. અથવા તો એ કાગળના જવાબમા કેટલેક દિવસે સમન્સ મળ્યો. કોરટમા કેસ ચાલ્યો. હિન્દી પ્રેક્ષકોથી કોરટ ચિકાર ભરાઇ ગઇ. કેસ શરૂ થતા પહેલા કોરટના આગણામા જ જે હિન્દીઓ ત્યાં આવેલા હતા તેમને એકઠા કરી તેમની એક તાત્કાળિક સભા ભરી અને સોરાબજીએ શૌર્યભર્યુ ભાષણ કર્યુ. તેમાં જીત ન મળે ત્યા સુધી

જેટલી વાર જેલમા જવું પડે તેટલી વાર જવાને તૈયાર રહેવા અને ગમે તે સંકટો આવી પડે તે સહન કરવા પ્રતિજ્ઞા લીધી આ અરસો એટલો લાંબો હતો કે તે દરમ્યાન સોરાબજીની મેં સારી રીતે ઓળખાણ કરી લીધી હતી અને હું સમજી ગયો હતો કે સોરાબજી જરૂર શુદ્ધ રત્ન નીવડશે. કેસ ચાલ્યો. હુ વકીલ તરીકે ઉભો રહ્યો. સમન્સમા કેટલાક દોષ હતા તે દોષથી સોરાબજીની સામેનો સમન્સ કાઢી નાખવાની મેં માગણી કરી. સરકારી વકીલે પોતાની દલીલ રજૂ કરી પણ કોરટે મારી દલીલો માન્ય કરી સમન્સ કાઢી નાખ્યો! કોમ હર્ષઘેલી થઇ. પરિણામે તો હર્ષઘેલી થવાનું કારણ પણ હતુ એમ કહી શકાય. બીજો સમન્સ કાઢી તુરતમા સોરાબજીની ઉપર કામ ચલાવવાની સરકારની કેમ હિંમત ચાલી શકે? અને ન જ ચાલી. તેથી સોરાબજી જાહેર કામ કરવામા ગુંથાઇ ગયા.

પણ એ કઇ હંમેશાનો છૂટકારો ન હતો. સ્થાનિક હિન્દીઓને સરકાર પકડતી જ ન હતી. સરકારે એમ જોયુ હતુ કે પોતે જેમ જેમ પકડવાનું કરે છે તેમ તેમ કોમમા જોસ વધે છે. વળી કોઇ કેસમા કોઇ ને કોઇ કાયદાની બારીકીને કારણે હિન્દી છૂટી જાય છે તો તેથી પણ જોસ વધે છે. સરકારને કાયદા કરવાના હતા તે પાસ કરી લીધા હતા. પરવાના ઘણા હિન્દીઓએ બાળી નાખ્યા હતા એ ખરૂ, પણ તેઓ પરવાના લઇ પોતાનો રહેવાનો હક સિદ્ધ કરી ચૂક્યા છે. એટલે તેઓને જેલ મોકલવાની ખાતર જ તેઓની ઉપર કામ ચલાવવામા સરકારે કંઈ ફાયદો જોયો નહિ અને એમ માન્યું કે સરકાર ખામોશ રહેશે તો હીલચાલ કરનારા તેઓની પાસે હીલચાલ કરવાનું કંઈ બારૂં ઉઘાડું ન રહેવાથી પોતાની મેળે ધીમા પડી જશે. પણ સરકારની

એ ગણત્રી ખોટી હતી. કોમે સરકારની ખામોશીનો તાગ કાઢવા એવું નવું પગલું ભર્યું કે જેથી તે તાગ આવી ગયો, અને છેવટે સોરાબજી પર ફરી કામ ચાલ્યું.

## પ્રકરણ ૬ ઠું

### શેઠ દાઉદ મહમદ વગેરેનું લડતમાં દાખલ થવું

જ્યારે કોમે જોયું કે સરકાર કોમને કંઇ જ પગલાં ન ભરી થકવી દેવા માગે છે ત્યારે કોમને બીજાં પગલા લેવાની ફરજ પડી. સત્યાગ્રહીમા જ્યા લગી દુ ખ સહન કરવાની શક્તિ હોય ત્યાં સુધી તે થાકતો જ નથી. તેથી સરકારની ગણત્રી કોમ ખોટી પાડવા સમર્થ હતી.

નાતાલમા એવા હિન્દીઓ વસતા હતા કે જેઓને ટ્રાન્સવાલના વસવાટના પુરાણા હક હતા. તેમને ટ્રાન્સવાલમાં વેપાર અર્થે દાખલ થવાની જરૂર ન હતી. પણ તેઓને આવવાનો હક હતો એવી કોમની માન્યતા હતી. વળી તેઓને થોડુંઘણું અંગ્રેજી જ્ઞાન તો હતુ જ. એ ઉપરાત મોરાબજીના જેટલી તાલીમવાળા હિન્દીઓને પણ દાખલ કરવામા તો સત્યાગ્રહના નિયમનો કંઇ ભગ હતો જ નહિ. એટલે બે પ્રકારના હિન્દીઓને દાખલ કરવાનો ઠરાવ કર્યો. એક તો જેઓ પૂર્વે ટ્રાન્સવાલમા રહી ગયા હતા તેઓ અને બીજા જેઓએ ખાસ અંગ્રેજી તાલીમ લીધી હતી તેવા કે જે 'કેળવાએલા' વિશેષણથી ઓળખાતા હતા.

આમા શેઠ દાઉદ મહમદ, પારસી રૂસ્તમજી એ બે મોટા વેપારીઓમાથી હતા અને સુરેન્દ્રરાય મેઢ, પ્રાગજી ખંડુભાઈ દેશાઈ, હરિલાલ ગાંધી, રતનશી સોઢા વગેરે કેળવાએલામાથી હતા.

શેઠ દાઉદ મહમદની ઓળખાણ કરાવું. એ નાતાલ ઇન્ડિઅન કૉંગ્રેસના પ્રમુખ હતા. દક્ષિણ આફ્રિકામાં આવેલા હિન્દી વેપારીઓમાં છેક પુરાણા હતા. તેઓ સુરતી સુન્નત જમાતના વોરા હતા. ચતુરાઇમાં તેમની સરખામણી કરી શકે એવા થોડા જ હિન્દીઓ મેં દક્ષિણ આફ્રિકામા જોએલા. તેમની સમજશક્તિ ઘણી સરસ હતી. તેમનું અક્ષરજ્ઞાન થોડુ હતુ પણ અનુભવથી તેઓ અંગ્રેજી ને ડચ સારૂ બોલી જાણતા. અગ્રેજી વેપારીઓની સાથે પોતાનું કામ સારી રીતે ચલાવતા. તેમની સખાવત પ્રખ્યાત હતી. તેમને ત્યાં હમેશા પચાસેક મ્હેમાનોનુ જમવાનુ તો હોય જ. કોમી ફાળાઓમા તેમનું નામ અગ્રેસરોમા જ હોય. તેમને અમૂલ્ય દિકરો હતો. તે તેમનાથી ચારિત્ર્યમા બહુ જ ચઢી જાય. એનું હૃદય સ્ફટિકમણિ સમાન હતુ. એ દિકરાના ચારિત્ર્યવેગને દાઉદ શેઠે કદી રોકેલ નહિ. પોતાના દિકરાને દાઉદ શેઠ પૂજતા એમ કહેવામા અતિશયોક્તિ નથી. પોતાની એક પણ એબ હસનમા ન હોય એમ ઇચ્છતા. તેને વિલાયત મોકલી સરસ તાલીમ આપી હતી. પણ દાઉદ શેઠ ને રત્નને ભરજુવાનીમા ખોઇ બેઠા. હસનને ક્ષયના રોગે ઘેરી લીધો ને તેના પ્રાણનું હરણ કર્યું. એ જખમ કદી રૂઝાયો નહિ. હસનની સાથે હિન્દી કોમની મહાન આશાઓ પણ ડૂબી હસનને હિન્દુ-મુસલમાન ડાબી જમણી આખ હતા. તેનું સત્ય તેજસ્વી હતું. આજે દાઉદ શેઠ પણ નથી. કાળ કોઇને ક્યાં મૂકે છે?

પારસી રૂસ્તમજીની ઓળખ હું કરાવી ગયો છું. કેળવાએલા-

ઓમાના ઘણાખરાને વાચનાર જાણે છે. કંઇ પણ સાહિત્ય પાસે રાખ્યા વિના આ પ્રકરણો હું લખી રહ્યો છુ. તેથી નામો રહી ગયા હશે. તેને સારૂ તે તે ભાઇઓ મને માફ કરશે આ પ્રકરણો નામો અમર રાખવા સારૂ નથી લખાતા પણ સત્યાગ્રહનુ રહસ્ય સમજાવવા તથા એનો વિજય કેમ થયો, તેમા કેવાં વિઘ્નો આવે છે અને તેમને કેમ દૂર કરી શકાય તે બતાવવા લખાય છે. જ્યા જ્યા નામો અને નામધારીઓની ઓળખ આપુ છું ત્યા પણ મુદ્દો એ જ છે કે દક્ષિણ આફ્રિકામા નિરક્ષર ગણાય એવા માણસોએ કેવા પરાક્રમ કર્યા. ત્યાં પણ હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે કેમ સાથે મળી શક્યા ને કેમ વેપારી, કેળવાએલા વગેરેએ પોતાની ફરજ બજાવી એ વાંચનાર જાણી શકે. જ્યા ગુણીની ઓળખ કરાવી છે ત્યાં તેનું નહિ પણ કેવળ તેના ગુણનું સ્તવન કર્યું છે.

આમ જ્યારે દાઉદ શેઠ પોતાની સત્યાગ્રહી ફોજ લઇને ટ્રાન્સવાલની સરહદ પર પહોચ્યા ત્યારે સરકાર તૈયાર હતી. આટલા દળને તે ટ્રાન્સવાલમા પ્રવેશ કરવા દે તો તેની હાસી થાય, એટલે તેઓને તો પકડયે જ છૂટકો. તેઓ પકડાયા. કેસ ચાલ્યો ને વૉકસરસ્ટ સરહદી શહેરની જેલમા દાખલ થયા. કોમી જુસ્સો વધ્યો. નાતાલથી મદદ આવેલાઓને છોડાવી ન શકે તો છેવટે તેમને સાથ તો ટ્રાન્સવાલના હિન્દીઓ દે. આ વિચારથી ટ્રાન્સવાલના હિન્દીઓ પણ જેલનો માર્ગ શોધવા લાગ્યા.

તેઓને પકડવાના ઘણા યે રસ્તા હતા. જો રહીશ પરવાના ન બતાવે તો વેપારના પરવાના ન મળે. વેપારના પરવાના વિના વેપાર કરે તો ગુન્હો ગણાય. નાતાલમાથી સરહદમાં દાખલ થવું હોય તો પરવાના બતાવવા જોઇએ. તે ન બતાવે તો પકડાય.

પરવાના તો બાળ્યા જ હતા, એટલે રસ્તો સાફ હતો. બન્ને રસ્તા લીધા. કોઇ વગર પરવાને ફેરી કરવા લાગ્યા ને કોઇ સરહદમાં દાખલ થતા પરવાના ન બતાવ્યાથી પકડાવા લાગ્યા.

હવે લડત જામી કહેવાય. બધાની કસોટી થવા લાગી. નાતાલથી બીજા આવ્યા. જોહાનીસબર્ગમાં પણ પકડાપકડી શરૂ થઇ. જેની ઇચ્છા હોય તે પકડાઇ શકે એવી સ્થિતિ થઇ રહી. જેલો ભરાવા માડી.

હવે કંઇ સોરાબજી છૂટા રહી શકે? તેઓ પણ પકડાયા. નાતાલથી આવેલા,બધાને છ છ માસની જેલ મળી. ટ્રાન્સવાલનાને ચાર દિવસથી ત્રણ માસની.

આમ પકડાએલામાં આપણા ઇમામસાહેબ બાવાઝીર પણ હતા. તેમની શરૂઆત ચાર દિવસથી થએલી. ફેરી કરીને પકડાએલા. તેમનું શરીર એવું નાજુક હતું કે લોકો તેમના જવાથી હસતા. મને આવીને કેટલાક કહી જતા કે "ભાઇ, ઇમામ-સાહેબને ન લો તો સારૂં. તે કોમને લજવશે." મેં એ ચેતવણી ન ગણકારી. ઇમામસાહેબની શક્તિનો આાકનાર હું કોણ? ઇમામ-સાહેબ કોઇ દહાડો ઉઘાડે પગે ન ચાલતા, શોખીન હતા, તેમને મલાયી ઓરત હતી, ઘર શણગારેલું રાખતા અને ઘોડાગાડી વિના ક્યાય જતા નહિ. એ બધું સાચું પણ તેમના મનને કોણ જાણતું હતું? એ ઇમામસાહેબ ચાર દિવસની જેલ ભોગવી પાછા પણ જેલમાં ગયા. તેમાં આદર્શ કેદી તરીકે,રહ્યા, ત્યાં સખત મજૂરી કરીને જમે ને નિત્ય નવા ખોરાક ખાવાની ટેવ હતી તેમણે મકાઇના આટાની રાબ પીને ખુદાનો પાડ માન્યો. તે હાર્યા તો નહિ જ, પણ તેમણે સાદાઇ ગ્રહણ કરી; કેદી તરીકે પથ્થર ફોડ્યા, ઝાડુ વાળ્યું ને બીજા કેદીઓની હારે ઉભા રહ્યા.

છેવટે ફીનિક્સમા પાણી ભર્યા ને છાપખાનામા બીબા પણ ગોઠવ્યા. ફીનિક્સ આશ્રમમા રહેનારને બીબા ગોઠવવાની કળા જાણી લેવાની ફરજ હતી. તે ફરજ ઇમામસાહેબે યથાશક્તિ જાણી લીધી હતી. આ ઇમામસાહેબ અત્યારે હિન્દુસ્તાનમા પોતાનો ફાળો ભરી રહ્યા છે.

પણ એવા તો ઘણાયે જેલમા શુદ્ધ થયા.

જોસફ રૉયપૅન બૅરીસ્ટર, કેમ્બ્રીજનો ગ્રેજ્યુએટ, નાતાલમા ગીરમીટીઆ માબાપને ઘેર જન્મેલ પણ સાહેબલોક થઇ ગએલ; તે તો વળી ઘરમાયે બૂટ વિના ન ચલાવે. ઇમામસાહેબને વજુ કરતી વેળા પગ ધોવા જોઇએ નમાઝ ઉઘાડે પગે પઢવી જોઇએ. બિચારા રૉયપૅનને તો એટલુંયે નહિ. બૅરીસ્ટરીનો ત્યાગ કરી બગલમા ભાજીપાલાની ટોપલી નાખી, ફેરી શરૂ કરીને પકડાયો. તેણે પણ જેલ ભોગવી. "પણ મારે ત્રીજા વર્ગમા મુસાફરી કરવી?" રૉયપૅને પૃછ્યું. "જો તમે પહેલા કે બીજા વર્ગમા મુસાફરી કરો તો મારે કોની પાસે ત્રીજા વર્ગમા મુસાફરી કરાવવી? જેલમા તમને બૅરીસ્ટર તરીકે કોણ ઓળખશે?" મે જવાબ આપ્યો. જોસફ રૉયપૅનને સારૂ એ જવાબ બસ હતો. તે પણ જેલમા સીધાવ્યા.

સોળ વર્ષના જુવાનો તો કેટલાય જેલમા પહોંચ્યા.

જેલમા સત્તાવાળાઓએ દુઃખ દેવામાં બાકી ન રાખી. પાયખાનાં સાફ કરાવ્યા. તે હિન્દી કેદીઓએ હસતે મુખે સાફ કર્યા. પથ્થર ફોડાવ્યા. અલ્લા કે રામનુ નામ લેતા તે તેમણે ફોડયા. તળાવો ખોદાવ્યા, પથ્થરવાળી જમીનો ખોદાવી. હાથમા આટણો પડયા, કોઈ અસહ્ય દુઃખથી મૂર્છા પણ પામ્યા, પણ હાર્યા નહિ.

જેલમા માહોમાહે તકરારો ને અદેખાઈ ન થાય એમ કોઇએ ન સમજવું. વધારે જોરાવર તકરાર ખાવા વિષે હોય તેમાથી પણ અમે ઉગર્યા.

હુ પણ બીજી વાર પકડાયો હતો. વૉક્સરસ્ટની જેલમા એક વેળા અમે લગભગ ૭૫ હિન્દી કેદીઓ ભેગા થએલા. અમારી રસોઇ અમે અમારે હાથ લીધી. તકરારોનુ નિવારણ મારે જ હાથે થાય એમ હતુ. તેથી હુ રસોઇઓ બન્યો. પ્રેમને વશ થઇ મારે હાથે થએલી કાચીપાકી, સાકરખાંડ વિનાની રાબ પણ સાથીઓ પી લેતા.

સરકારને લાગ્યુ કે મને નોખો પાડે તો હુ પણ જરા તવાઉ ને કેદીઓ હારે એવો રૂડો અવસર તેણે ન જોયો

મને પ્રીટોરીઆ લઇ ગયા. ત્યા તોફાની કેદીઓને સારૂ રાખવામા આવતી એકાંત કોટડીમા મને પૂર્યા માત્ર બે વખત કસરતને સારૂ બહાર કાઢે. વૉક્સરસ્ટમા ઘી અપાય. અહી તો તે પણ નહિ. આ જેલના પેટાદુખોમા હુ પડવા નથી ઇચ્છતો. જેને જીજ્ઞાસા હોય તેણે દક્ષિણ આફ્રિકાની જેલના મારા અનુભવો વાચી લેવા.

આમ છતા હિન્દીઓ ન હાર્યા. સરકાર વિમાસણમા પડી. જેલમા કેટલા હિન્દીઓને પૂરાય? ખર્ચ વધે. હવે શુ કરે?

## પ્રકરણ ૭ મું

### દેશનિકાલ

'ખૂની' કાયદામા ત્રણ પ્રકારની સજા હતી. દંડ, કેદ અને દેશનિકાલ આ ત્રણે સજા સાથે કરવાનો અદાલતને અખત્યાર હતો અને તે અખત્યાર નાના માજીસ્ટ્રેટોને પણ આપવામાં આવ્યો હતો. પ્રથમ તો હદપાર એટલે ટ્રાન્સવાલની હદ બહાર નાતાલ કે ફ્રી સ્ટેટની કે ડેલાગોઆ બે ની હદમા અપરાધીને લઈ જઇને મેલી આવવા. જેમકે નાતાલ તરફથી આવેલા હિંદીઓને વૉકસરસ્ટ સ્ટેશનની હદની બહાર લઇ જઇ છોડી મૂકે. આવી રીતે હદપાર કરવામા અગવડ ઉપરાંત કશી હરકત ન હતી આ તો કેવળ ફારસ હતુ. હિન્દીઓમા આથી ઉલટો વધારે જુસ્સો આવતો હતો.

તેથી સ્થાનિક સરકારને પજવણીની નવી યુક્તિ શોધવી પડી. જેલમાં જગ્યા રહી ન હતી. સરકારે વિચાર્યું કે જો હિન્દીઓને હિન્દુસ્તાન લગી હદપાર કરી શકાય તો તેઓ જરૂર હેબતાઈ જઇ શરણુ આવે. આ ગણત્રીમા કંઇક સત્ય હતું ખરૂં. સરકારે એક મોટા જથ્થાને આ પ્રમાણે હિન્દુસ્તાન મોકલ્યો. એને

ઘણી હાડમારીઓ વેઠવી પડી. ખાવાપીવાનું પણ સરકાર કરે તે જ એટલે અત્યંત અગવડ. બધાને ડેકમા જ મોકલે. વળી આમ દેશપાર થનારને પોતાની જમીન હોય, બીજી મિલ્કત હોય, પોતાનો ધંધો હોય, પોતાના આશ્રિતો હોય, કેટલાકને કરજ પણ માથે હોય. શક્તિ છતા આ બધું ગુમાવવા—નાદાર થવા—ઘણા માણસો તૈયાર ન હોય.

આમ છતા ઘણા હિન્દીઓ તો સંપૂર્ણ રીતે મક્કમ રહ્યા. ઘણા મોળા પણ પડયા. મોળા પડયા તેઓ જાણીજોઇને પકડાતા અટક્યા. તેમાના ઘણાએ બાળેલા પરવાના પાછા કઢાવવા સુધીની નબળાઇ તો ન બતાવી. પણ ઘણાએ બીકના માર્યા ફરી પરવાના પાછા કઢાવ્યા.

છતા જેઓ દૃઢ રહ્યા હતા તેઓની સંખ્યા નાખી દેવા લાયક ન હતી. તેઓની બહાદુરીનો પાર ન હતો. હું માનું છું કે તેમાના કેટલાક હસતે ચહેરે ફાસીએ પણ ચઢે એવા હતા. માલમતાની દરકાર તો છોડી જ દીધી હતી. પણ જેઓને હિન્દુસ્તાન મોકલી દેવામા આવ્યા તેઓમાના ઘણા તો ગરીબ અને ગભરૂ હતા; કેવળ વિશ્વાસથી જ લડતમા જોડાયા હતા. તેઓની ઉપર આટલો જુલમ થાય એ અસહ્ય લાગ્યું. તેઓને મદદ પણ કઇ રીતે દેવાય તે સમજવું મુશ્કેલ હતું. પૈસા તો થોડા જ હતા આવી લડતમા પૈસાની મદદ દેવા જતાં લડત ખોઇ બેસાય; તેમા લાલચુ માણસો દાખલ થઇ જાય તેથી પૈસાની લાલચે તો એક પણ માણસને ભેળવવામાં આવતો નહોતો. લાગણીની મદદ દેવી એ ધર્મ હતો.

મેં અનુભવે જોયું છે કે લાગણી, મીઠો બોલ, મીઠી નજર જે કામ સાધે છે તે પૈસો નથી સાધી શકતો. પૈસાના લાલચુને પણ

જો લાગણી ન મળે તો તે છેવટે ત્યાગ કરે છે, એથી ઊલટું પ્રેમને વશ રહેલા અનેક સંકટો સહન કરવા તૈયાર રહે છે

તેથી આ દેશનિકાલીઓને સારુ લાગણી જે કંઈ કરી શકે તે કરવાનો ઠરાવ કર્યો. તેઓને આશ્વાસન આપ્યુ કે હિન્દુસ્તાનમા તેઓને સારુ ઘટતો બંદોબસ્ત કરવામા આવશે વાચનારે જાણવું જોઈએ કે આમાના ઘણા તો ગીરમીટમુક્ત હતા. તેઓને સગા-સાઈ હિન્દુસ્તાનમા ન મળે. કોઈ તો વળી દક્ષિણ આફ્રિકામા જ જન્મેલા હોય. બધાને હિન્દુસ્તાન પરદેશ જેવો તો ખરો જ. આવા નિરાધાર માણસોને હિન્દુસ્તાનને કિનારે ઉતારી મેલીને રઝળતા મૂકવામા આવે એ તો ઘાતકીપણુ જ ગણાય. તેથી એઓને ખાત્રી આપી કે તેઓને સારુ હિન્દુસ્તાનમા બધો બંદોબસ્ત કરવામા આવશે.

આ બધુ કરવા છતા તેઓની સાથે કોઈ મદદગાર ન હોય ત્યા લગી તેમને શાતિ ન જ મળે આ દેશનિકાલ થનારાઓની પહેલી ટુકડી હતી. સ્ટીમર ઉપડવાને થોડા જ કલાક બાકી હતા. પસદગી કરવાને વખત ન હતો. સાથીઓમાના ભાઈ પી કે. નાયડુ ઉપર મારી નજર પડી મે પૂછ્યું:

“તમે આ ગરીબડા ભાઈઓને વળાવવા હિન્દુસ્તાન જશો ?”

“કેમ નહિ ?”

“પણ સ્ટીમર તો હમણા જ ઉપડશે ?”

“ભલેને ઉપડે.”

“પણ તમારા લુગડાલત્તાનુ શુ ? ભાતાનુ શું ?”

“લુગડા પહેર્યા છે તે જ, ભાતુ સ્ટીમરમાથી મળી રહેશે.”

મારા હર્ષનો ને આશ્ચર્યનો પાર ન રહ્યો. પારસી રૂસ્તમજીના મકાન ઉપર આ વાત ચાલેલી. ત્યા જ તેમને સારુ કંઈ કપડા, કામળા વગેરે લીધી, તેમને રવાના કર્યા.

"જો, જો, રસ્તામાં આ ભાઈઓની પૂરી સંભાળ રાખજો, સુવાડીને સૂજો. હું મદ્રાસમાં મિ૦ નટેશનને તાર કરું છું. તે કહે તેમ કરજો."

"હું સાચો સિપાહી નીવડવા પ્રયત્ન કરીશ." આટલું કહી તે રવાના થયા. જ્યાં આવા વીર પુરુષો હોય ત્યાં હારવાનું હોય જ નહિ એમ મેં વિચારી લીધું. ભાઈ નાયડુનો જન્મ દક્ષિણ આફ્રિકામાં થયો હતો. તેમણે હિંદુસ્તાન કદિ જોયું ન હતું. મેં મિ૦ નટેશન ઉપર ભલામણપત્ર આપ્યો હતો. મિ૦ નટેશનને તાર પણ કર્યો.

એ વખતે હિન્દુસ્તાનમાં પરદેશોમાં વસતા હિન્દીઓના દુઃખોનો અભ્યાસ કરનાર, તેમને મદદ કરનાર, તેમને વિષે રીતસર ને જ્ઞાનપૂર્વક લખનાર મિ૦ નટેશન એક જ હતા એમ કહીએ તો ચાલે. તેમની સાથે મારો પત્રવ્યવહાર નિયમિતપણે ચાલ્યા કરતો. જ્યારે આ દેશનિકાલ થએલા ભાઈઓ મદ્રાસ પહોંચ્યા, ત્યારે તેમને મિ૦ નટેશને સંપૂર્ણ મદદ કરી. ભાઈ નાયડુ જેવા સમજદાર માણસ સાથે હોવાથી મિ૦ નટેશનને પણ ઠીક મદદ મળી. તેમણે સ્થાનિક ઉઘરાણું કરી તેઓ દેશનિકાલ થઈ આવ્યા છે, એવું તેઓને જણાવા જ ન દીધું.

સ્થાનિક સરકારનું આ કામ જેટલું ઘાતકી હતું તેટલું જ ગેરકાયદેસર હતું. સરકાર પણ એ જાણતી હતી. સામાન્ય રીતે લોકોને ખબર નથી રહેતી કે સરકાર ઘણી વેળા પોતાના કાયદાનો ઇરાદાપૂર્વક ભંગ કર્યે જ જાય છે. ભીડ આવે ત્યારે નવા કાયદા કરવાનો વખત રહેતો નથી એટલે કાયદા તોડીને પોતાનું મનમાન્યું કરી લે છે ને પછી કાં તો નવા કાયદા કરાવે છે અથવા કાયદાનો થએલો ભંગ પ્રજાની પાસે ભુલાવી દે છે.

હિંદીઓ તરફથી આ સરકારે કરેલા કાયદા બાબત ખૂબ હીલચાલ થઇ. હિંદુસ્તાનમાં પણ શોર મચ્યો ને સ્થાનિક સરકારને આમ ગરીબ હિંદીઓને દેશપાર કરવું ભારે થઇ પડ્યું. હિંદીઓએ ભરવા જોઇએ તે કાયદેસર પગલાં પણ ભર્યાં. અપીલો કરી તેમાં પણ જય મળ્યો ને છેવટે હિંદુસ્તાન લગી દેશપાર કરવાની પ્રથા તો બંધ થઇ.

પણ આની અસર સત્યાગ્રહી લશ્કર ઉપર પડ્યા વિના ન રહી. હવે જેઓ રહ્યા તે ખાસ લડવૈયા રહ્યા. 'રખેને હિંદુસ્તાન મોકલી દેશે તો' એ ધાસ્તીનો ત્યાગ બધા ન કરી શક્યા.

કોમનો જુસ્સો ભાંગવાને ઉપરનું એક જ પગલું સરકારે નહોતું ભર્યું. ગયા પ્રકરણમાં હું જણાવી ગયો છું કે સત્યાગ્રહી કેદીઓની ઉપર દુઃખ પાડવામાં સરકારે મુદ્દલ કસર નહોતી રાખી. તેઓની પાસે પથ્થર ફોડાવવા સુધીનું કામ કરાવતા હતા. આટલેથી બસ ન થયું. પ્રથમ બધા કેદીઓને સાથે રાખતા. હવે તેઓને નોખા રાખવાની નીતિ ગ્રહણ કરી ને દરેક જેલમાં કેદીઓને ખૂબ તાવ્યા. ટ્રાન્સવાલનો શિયાળો બહુ સખત હોય છે. ઠંડી એટલી બધી પડે કે સવારના કામ કરતાં હાથ ઠંડા થઇને અકડાઇ જાય. તેથી કેદીઓને સારુ શિયાળો કઠણ થઇ પડે. આવી સ્થિતિમાં કેટલાક કેદીઓને એક નાની જેલમાં રાખ્યા— જ્યાં કોઇ તેઓને મળવા પણ ન જઇ શકે. આ ટુકડીમાં નાગાપન કરીને એક નવજુવાન સત્યાગ્રહી હતો. તેણે જેલના નિયમો પાળ્યા. જેટલી સોંપવામાં આવી તેટલી મજૂરી કરી. સવારે વહેલા સડકોની પુરણી ભરવા જતો. તેમાંથી તેને સખત ફેફસાંનો વરમ લાગુ પડ્યો ને છેવટે તેણે પોતાનો વહાલો પ્રાણ આપ્યો. નાગાપનના સાથીઓ કહે છે કે તેણે અંતલગી લડતનું જ સ્તવ-

ર્યું. જેલ જવાથી તેને પશ્ચાત્તાપ ન થયો. દેશને ખાતર મળેલા મોતની તેણે મિત્રની જેમ ભેટ કરી આ નાગાપન આપણા ગજ પ્રમાણે માપતા નિરક્ષર ગણાય અંગ્રેજી, ઝુલુ વગેરે ભાષા અનુભવથી બોલી જાણે. અંગ્રેજી જેવું તેવું કદાચ લખતો યે હોય, પણ એને વિદ્વાનની પંક્તિમા તો ન જ મૂકાય. છતા નાગાપનની ધીરજ, તેની શાંતિ, તેની દેશભક્તિ, તેની મરણાન્ત ટેકીની દૃઢતાનો વિચાર કરીએ, ત્યારે તેને વિષે કઇ વધારે જાણવાપણું રહે? ભારે વિદ્વાનો ન ભળ્યા છતાં ટ્રાન્સવાલની લડત ચાલી શકી, પણ નાગાપન જેવા સિપાહી ન મળ્યા હોત તો લડાઇ ચાલી શકત?

જેમ નાગાપનનું મૃત્યુ જેલના દુઃખથી થયુ તેમ નારાયણસામીનું દેશનિકાલ થતા થયુ. તેને દેશનિકાલની હાડમારી મૃત્યુરૂપ નીવડી. આ બનાવોથી કોમ હારી નહિ, પણ નબળા માણસો તેમાથી ખસ્યા. નબળા પણ યથશક્તિ ભોગ આપી ચૂકયા. નબળા જાણી તેમની અવગણના ન કરીએ એવો રિવાજ પડી ગયો છે કે આગળ વધનારા પાછળ રહેનારનો તિરસ્કાર કરે છે ને પોતાને ભારે માને છે. હકીકત તો ઘણી વાર તેથી ઉલટી હોય છે. જેની પાસે પચાસ રૂપિયા આપવાની શક્તિ હોય તે પચીસ આપી બેસી જાય ને પાચની શક્તિવાળો પૂરા પાચ આપે તો પાચ આપનારે વધારે આપ્યું એમ જ આપણે ગણશું. છતાં પચીસ આપનાર પેલા પાચ આપનારની સામે ઘણી વાર ફુલાય છે. પણ આપણે સમજીએ છીએ કે તેને ફુલાવાનું કઇ જ કારણ નથી. તેમજ પોતાની નબળાઇને લીધે આગળ નહિ ચાલનાર જો પોતાની બધી શક્તિ વાપરી ચૂકયો હોય તો મન ચોરનાર ભલે માપ જોતા વધારે શક્તિ વાપરતો

હોય છતાં તેના કરતાં પેલો વધારે યોગ્ય છે. તેથી જેઓ લ
સખત થતાં ખસી ગયા તેમણે પણ દેશસેવા તો કરી જ હ
એવો વખત આવ્યો કે જ્યારે વધારે સહનશક્તિની ને વધ
હિંમતની જરૂર હતી. તેમાં પણ ટ્રાન્સવાલના હિંદીઓ પા
ન પડ્યા. લડત ચલાવવાને સારુ જોઈએ તેટલા તો રહ્યા જ

પણ આમ દિવસે દિવસે લોકોની કસોટી થતી ચાલ
હિંદીઓ જેમ વધારે બળ બતાવવા લાગ્યા તેમ સરકારે પ
વધારે બળ વાપર્યું. તોફાની કેદીઓને અથવા જેમને ખા
નમાવવા હોય એવાને સારુ હમેશાં કેટલાંક ખાસ કેદખા
રાખવામાં આવે છે; તેમ ટ્રાન્સવાલમાં પણ હતું. આવા એ
કેદખાનાનું નામ 'ડાયકલુફ' હતું. ત્યાંનો દરોગો પણ સખ
ત્યાંની મજૂરી પણ સખત. છતાં તેને પણ પૂરા પડે તે
કેદીઓ મળી ચૂક્યા. તેઓ મજૂરી કરવા તૈયાર હતા પ
અપમાન સહન કરવા તૈયાર ન હતા. દરોગાએ તેઓ
અપમાન કર્યું એટલે તેઓએ અપવાસ શરૂ કર્યા. શરત ઞ
હતી: "જ્યાં લગી તમે આ દરોગાને દૂર નહિ કરો અથ
અમારી જેલ નહિ બદલો ત્યાં લગી અમે ખોરાક લેવાના નથી
આ અપવાસ શુદ્ધ હતા. અપવાસ કરનારા છૂપી રીતે ક
ખાય તેવા ન હતા. વાચનારે જાણવું જોઈએ કે આવા કેસા
જે કુહાપોહ અહીં થઈ શકે છે તેને સારુ ટ્રાન્સવાલમાં બ
અવકાશ ન હતો. વળી ત્યાંના નિયમો કઠણ હતા. આવે સમ
પણ કેદીઓને જોવા જવાનો રિવાજ ન હતો. સત્યાગ્ર
કેદખાનામાં ગયો એટલે ઘણે ભાગે તેને પોતાનું સંભાળી લે
પડતું. લડાઈ ગરીબોની હતી ને ગરીબાઈથી ચાલતી હ
એટલે આવી પ્રતિજ્ઞાનું જોખમ બહુ હતું. છતાં આ સત્યાગ્રહીએ

દૃઢ રહ્યા. તે વખતનું તેમનું કાર્ય આજના કરતા વધારે સ્તુત્ય ગણાય, કેમકે તે વેળા આવા અપવાસની ટેવ પડી ન હતી. પણ આ સત્યાગ્રહીઓ અડગ રહ્યા ને તેમને ફતેહ મળી સાત અપવાસ પછી તેઓને બીજી જેલમા મોકલવાનો હુકમ નીકળ્યો

## પ્રકરણ ૮ મું

## ફરી ડેપ્યુટેશન

આમ સત્યાગ્રહીઓને જેલમા મોકલવાનું અને દેશપાર કરવાનું ચાલી રહ્યું હતું તેમા ભરતીઓટ થતી હતી. બન્ને પક્ષ કંઈક મોળા પણ પડ્યા હતા. સરકારે જોયું કે જેલ ભરવાથી ચુસ્ત રહેલા સત્યાગ્રહીઓ હારવાના નથી. દેશનિકાલથી સરકારની અવગણના થતી હતી. કોઈક કેસો અદાલતોમા જતા હતા તેમા તેની હાર પણ થતી હતી હિંદીઓ પણ જલદ મુકાબલો કરવા તૈયાર ન હતા. તેટલી સંખ્યામા સત્યાગ્રહી રહ્યા પણ નહોતા કેટલાક કાયર થયા હતા કેટલાક છેક હારી ગયા હતા ને ચુસ્ત રહેલાઓને મૂરખ ગણી કાઢતા હતા. મૂરખ પોતાને ડાહ્યા જોઈ ઈશ્વર ઉપર અને લડાઈની તથા પોતાના સાધનની સત્યતા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી બેઠા હતા. તેઓ માનતા હતા કે અંતે સત્યનો જ જય છે.

દક્ષિણ આફ્રિકાનો રાજ્યવહીવટ તો એક ક્ષણ પણ રોકાતો ન હતો. બોઅર અને અંગ્રેજો દક્ષિણ આફ્રિકાના બધા સંસ્થાનો એકત્ર કરી વધારે સ્વતંત્રતા ચાહતા હતા. જનરલ હર્ટ્ઝોગ બ્રિટિશ સંબંધ તદ્દન નાબૂદ કરવા ઈચ્છતા હતા બીજાઓ બ્રિટિશનો નામનો સંબંધ પસંદ કરતા હતા અંગ્રેજો

સંબંધનો સંપૂર્ણ ભંગ તો સહન કરે તેમ ન હતુ. જે કાઇ મેળવવું હતુ તે બ્રિટિશ પાર્લામેંટ મારફતે જ મળે તેમ હતું. એટલે દક્ષિણ આફ્રિકા તરફથી એક ડેપ્યુટેશન વિલાયત જાય ને દક્ષિણ આફ્રિકાનો કેસ બ્રિટિશ પ્રધાનમંડળ આગળ રજુ કરે એવો બોઅર અને બ્રિટિશોએ ઠરાવ કર્યો હતો.

હિંદવાસીઓએ જોયુ કે જો એકત્રતા — યુનિયન — થાય તો તેમની સ્થિતિ છે તેના કરતા વધારે કફોડી થશે. બધા સંસ્થાનો હિંદીઓ ઉપર હમેશા વધારે ને વધારે દબાણ કરવા માગતા હતા એટલે એ બધા વિરોધીઓ વધારે એકત્ર થાય તો હિંદીઓ ઉપર વધારે દબાણ થાય એ દેખીતું હતુ. જો કે હિંદીઓનો અવાજ નગારા આગળ તતુડીના સમાન હતો છતા એક પણ પ્રયત્ન જતો ન કરવો એ હેતુથી આ સમયે ફરી હિંદીઓનું એક ડેપ્યુટેશન વિલાયત મોકલવાનો ઠરાવ થયો. આ વેળા ડેપ્યુટેશનમા મારી સાથે પોરબંદરના મેમણ શેઠ હાજી હબીબને નીમવામા આવ્યા હતા. એમનો ટ્રાન્સવાલનો વેપાર ઘણા જૂના વખતનો હતો. અનુભવ બહોળો હતો. અંગ્રેજી કેળવણી નહોતી છતા અંગ્રેજી, ડચ, ઝુલુ વગેરે ભાષાઓ સહેલાઇથી સમજી લેતા હતા. એમની દિલસોજી સત્યાગ્રહીઓ તરફ હતી પણ પોતે સપૂર્ણ સત્યાગ્રહી ન કહેવાય. અમે બન્ને ભાઇઓ કેપટાઉનથી જે આગબોટમા વિદાય થયા તેમા દક્ષિણ આફ્રિકાના પ્રખ્યાત બુઝર્ગ મેરીમેન પણ હતા. તેઓ યુનિયન સાધવા સારૂ જતા હતા. જનરલ સ્મટ્સ વગેરે તો અગાઉથી પહોંચ્યા હતા. નાતાલ તરફથી પણ એક નોખું હિંદી ડેપ્યુટેશન આ વેળા વિલાયત ગયું હતુ. એ સત્યાગ્રહને અગે ન હતું, પણ નાતાલમા પડતી મુશ્કેલીઓને અગે હતું.

આ વખતે લૉર્ડ ક્રુ સંસ્થાનોના પ્રધાન હતા અને લૉર્ડ મોર્લી હિંદના વજીર હતા. ખૂબ ચર્ચા થઈ. અમે ઘણાને મળ્યા. એક પણ અધિપતિ કે આમ કે ઉમરાવની સભાના એક પણ મેમ્બર જેને મળી શકાય તેમ હતું તેને મળ્યા વિના ન રહ્યા. લૉર્ડ ઍમ્પ્ટહીલની મદદ બેહદ હતી એમ કહી શકાય. તેઓ સાહેબ મિ. મેરીમેન, જનરલ બોથા વગેરેને મળ્યા કરતા હતા અને છેવટે જનરલ બોથા તરફથી એક સંદેશો લાવ્યા. તેમણે કહ્યું. "જનરલ બોથા તમારી લાગણીને સમજે છે. તમારી પરચુરણ માગણીઓ કબૂલ રાખવા તૈયાર છે પણ 'એશિયાટિક ઍક્ટ' રદ કરવા ને દક્ષિણ આફ્રિકામાં નવા આવનારાઓ વિષેના કાયદામાં ફેરફાર કરવા તૈયાર નથી. કાયદામાં રહેલો કાળાગોરા વચ્ચેનો ભેદ તમે રદ કરાવવા માગો છો તે રદ કરવાની તેઓ ના પાડે છે. ભેદ રાખવો એ જનરલ બોથા સિદ્ધાંત સમજે છે અને કદાચ તેમને લાગે કે રદ કરવો તો પણ તે વાત દક્ષિણ આફ્રિકાના ગોરાઓ કદિ સહન ન કરે. જનરલ સ્મટ્સનો પણ જનરલ બોથાના જેવો જ મત છે. તેઓ બન્ને કહે છે કે આ તેમનો છેવટનો નિર્ણય છે, ને છેવટનું કહેણ છે. આથી વધારે તમે માગશો તો દુઃખી થશો ને તમારી કોમ પણ દુઃખી થશે. માટે તમે કરો તે નિર્ણય જોઈ વિચારીને કરજો. આમ તમને કહેવા અને તમારી જવાબદારીનો તમને ચિતાર આપવા જનરલ બોથાએ મને કહ્યું છે." આટલો સંદેશો આપી લૉર્ડ ઍમ્પ્ટહીલ બોલ્યા:

"જુઓને, તમારી બધી વહેવારુ માગણીઓ તો જનરલ બોથા કબૂલ રાખે છે અને આ દુનિયામાં આપલે તો આપણે કરવી જ પડે છે. આપણે ઇચ્છીએ છીએ તે બધું મળી

શકતું નથી. એટલે હવે મારી તમને ખાસ સલાહ છે કે તમારે આ કહેવું કબૂલ રાખવું. તમારે સિદ્ધાંતને ખાતર લડવું હોય તો આગળ ઉપર તમે લડી શકશો. આ વાતનો તમે બન્ને વિચાર કરી જોજો અને પછી જોઇએ તો જવાબ દેજો."

આ સાંભળી મે શેઠ હાજી હબીબ તરફ જોયું. તેઓએ કહ્યું: "મારી વતી કહો કે હું સમાધાની પક્ષ તરફથી કહું છું કે મને જનરલ બોથાનું કહેણું મંજૂર છે. એટલું જો તેઓ સાહેબ આપે તો આપણે હાલ સંતોષ વાળીએ ને સિદ્ધાંતને માટે પાછળથી લડી લઇએ. હવે કોમ વધારે ખુવાર થાય એ મને ગમતું નથી જે પક્ષની વતી હું બોલું છું તે પક્ષની સંખ્યા વધારે છે ને તેની પાસે પૈસો પણ વધારે છે." મેં આ વાક્યોનો અક્ષરેઅક્ષર તરજુમો કરી આપ્યો, ને પછી મારા પક્ષ તરફથી હું બોલ્યો. "આપે જે તસ્દી લીધી છે તેને સારૂ અમે બન્ને આપના આભારી છીએ. મારા સાથીએ જે કહ્યું તે બરાબર છે. તેઓ સંખ્યામા ને પૈસામા વધારે બળવાન પક્ષની વતી બોલે છે હું જેમની વતી બોલું છુ તેઓ પ્રમાણમા ગરીબ છે ને સંખ્યામા થોડા છે. પણ તેઓ મરણીઆ છે. તેમની લડાઇ વ્યવહાર તેમજ સિદ્ધાંત બન્નેને સારૂ છે. જો એમાંથી એક જતુ જ કરવું પડે તો તેઓ વ્યવહારને જવા દઇ સિદ્ધાંતને સારૂ ઝુઝશે. જનરલ બોથાની સત્તાનું અમને માપ છે પણ અમારી પ્રતિજ્ઞાને અમે તેના કરતા પણ વધારે વજનદાર સમજીએ છીએ. તેથી પ્રતિજ્ઞાના પાલનને અર્થે અમે ખુવાર થવા રાજી છીએ. અમે ધીરજ રાખશુ અમારો વિશ્વાસ છે કે અમે અમારા નિશ્ચય ઉપર કાયમ રહીશું તો જે ઇશ્વરને નામે અમે પ્રતિજ્ઞા લીધી છે તે તેને પૂરી કરશે.

"આપની સ્થિતિ હું પૂરી સમજું છું. આપે અમારે સારુ ઘણું કર્યું છે. હવે આપ અમને મૂઠીભર સત્યાગ્રહીઓને વધુ સાથ ન દઇ શકો તો અમને તેનો ધોખો નહિ થાય. અને તેથી આપે કરેલો ઉપકાર પણ અમે નહિ ભૂલીએ. આપ પણ અમે આપની સલાહ કબૂલ નથી રાખી શકતા તેને સારુ અમને માફ કરશો એવી અમને ઉમેદ છે. જનરલ બોથાને અમારી બન્નેની વાત આપ સુખેથી સંભળાવજો ને કહેજો કે અમે જે થોડા છીએ તે પ્રતિજ્ઞાનું પાલન કરવાના જ છીએ ને આશા રાખવાના છીએ કે અમારી દુઃખ સહન કરવાની શક્તિ અંતે તેમના હૃદયને પણ ભેદશે ને તેઓ 'એશિયાટિક ઍક્ટ' રદ કરશે"

લૉર્ડ એમ્પ્ટહીલે ઉત્તર આપ્યો:

"તમે એમ ન જાણજો કે હું તમને છોડી દઉં. મારે પણ મારી સજ્જનતા તો સાચવવી રહેલી જ છે. જે કામ એકવાર હાથ ધર્યું તેને અંગ્રેજ એકાએક છોડતા નથી. તમારી લડત વાજબી છે. તમે શુદ્ધ સાધનોથી લડો છો. હું તમને કેમ છોડું? પણ મારી સ્થિતિ તમે સમજી શકો છો. દુઃખ તો તમારે ભોગવવાનું રહ્યું. એટલે જરા પણ સમાધાની થઇ શકે તો તે કબૂલ કરવાની સલાહ આપવી એ મારો ધર્મ ગણાય, પણ તમે જે દુ:ખ સહન કરનારા છો તે પોતે તમારી ટેકને સારુ ગમે તેટલું દુઃખ સહન કરવા તૈયાર હો તો હું તમને કેમ રોકું? હું તો તમને ધન્યવાદ જ આપું. એટલે તમારી કમિટીનો પ્રમુખ તો હું રહીશ જ ને મારાથી બનતી મદદ પણ જરૂર કર્યા કરીશ. પણ તમારે એટલું ધ્યાનમા રાખવું રહ્યું છે કે ઉમરાવની સભામાં હું એક નાનો સભાસદ ગણાઉં. મારું વજન બહુ ન ગણાય.

છતાં જે કાંઇ છે તે તમારે સારૂ વપરાયા જ કરશે એ વિષે તમે નિઃશંક રહેજો. ”

આ ઉત્તેજનનાં વચન સાંભળી અમે બંને રાજી થયા.

વાચનારે આમાં એક મધુર વસ્તુ કદાચ નહિ પારખી હોય. શેઠ હાજી હબીબ અને હું ઉપર જણાવ્યું તેમ મતભેદ ધરાવતા હોવા છતાં અમારી વચ્ચે એટલી મીઠાશ હતી અને એટલો વિશ્વાસ હતો કે શેઠ હાજી હબીબે પોતાનું વિરોધી વેણ મારી મારફતે જ કહેવડાવવામાં અચકો ન ખાધો. તેઓ એટલો વિશ્વાસ રાખી શકતા હતા કે હું તેમનો કેસ લૉર્ડ એમ્પ્ટહીલ પાસે બરાબર રજૂ કરીશ.

અહીં વાચનારને એક અપ્રસ્તુત વાત પણ કહી લઉં. વિલાયતમાં હું રહ્યો તે દરમ્યાન મારે ઘણા અરાજકવાદીઓ સાથે વાતો થએલી. તે બધાની દલીલોનું ખંડન કરતાં ને દક્ષિણ આફ્રિકામાં તેવા માણસો હતા તેમનું સમાધાન કરવામાંથી ‘ હિંદસ્વરાજ 'ની ઉત્પત્તિ થઇ. તેનાં મુખ્ય તત્ત્વો મેં લૉર્ડ એમ્પ્ટહીલની સાથે પણ ચર્ચેલાં હતાં તે એવા જ ઇરાદાથી કે તેઓ સાહેબ એવો ખ્યાલ મુદ્દલ ન લાવે કે મેં મારા વિચારો દબાવીને તેમના નામનો ને તેમની મદદનો દક્ષિણ આફ્રિકાના કામને સારૂ ગેરઉપયોગ કર્યો. તેઓ સાહેબ સાથેની આ વિષેની મારી ચર્ચા મને હમેશાં યાદ રહી છે. તેમને ત્યાં માંદગી હતી છતાં મને તેઓ મળ્યા હતા. અને જો કે ‘હિંદસ્વરાજ 'ના મારા વિચારોને તેઓ માનતા ન આવ્યા છતાં દક્ષિણ આફ્રિકાની લડતમાં તેમણે પોતાનો હિસ્સો છેવટ લગી પૂરેપૂરો આપ્યો અને અમારી વચ્ચેનો મીઠો સંબંધ છેવટ લગી કાયમ રહ્યો.

## પ્રકરણ ૯ મું

### ટૉલ્સ્ટૉય ફાર્મ (૧)

આ વેળા વિલાયતથી જે ડેપ્યુટેશન પાછું ફર્યું તે સારા સમાચાર તો ન લાવ્યું. લોકો લૉર્ડ એમ્પ્ટહીલે કરેલી વાતોનો સાર શો કાઢશે એની મને ઓછી ચિંતા હતી. મારી સાથે છેવટ લગી કોણ ઊભા રહેશે એ હું જાણતો હતો. સત્યાગ્રહ વિષે મારા વિચારો વધારે પરિપક્વ થયા હતા. તેની વ્યાપકતા અને અલૌકિકતા હું વધારે સમજી શક્યો હતો તેથી હું શાંત હતો. વિલાયતથી પાછા ફરતાં જ મેં આગબોટમાં 'હિંદસ્વરાજ' લખ્યું હતું. તેનો મુદ્દો કેવળ સત્યાગ્રહની ભવ્યતા બતાવવાનો હતો. એ પુસ્તક મારી શ્રદ્ધાનું માપ છે. તેથી લડનારાની સંખ્યાનો મારી આગળ સવાલ જ નહોતો.

પણ મને પૈસાની ચિંતા રહેતી હતી. લાંબા કાળ સુધી લડત ચલાવવી ને પાસે નાણાં ન હોય એ દુઃખ મોટું થઈ પડ્યું. પૈસા વિના લડત ચાલી શકે, પૈસા ઘણી વેળા સત્યની લડતને દૂષિત કરે છે. પ્રભુ હમેશાં સત્યાગ્રહીને—મુમુક્ષુને આવશ્યકતા ઉપરાંત સાધન આપતો જ નથી — એ હું ત્યારે એટલું સ્પષ્ટ નહોતો સમજતો, જેટલું આજ સમજું છું. પણ

હું આસ્તિક છું મને પ્રભુએ ત્યારે પણ સાથ દીધો. મારી ભીડ ભાંગી. એક તરફથી મારે દક્ષિણ આફ્રિકાને કિનારે ઉતરતા કોમને નિષ્ફળતાના ખબર આપવાના હતા તો બીજી તરફથી મને પ્રભુએ નાણાંની તંગીથી મુક્ત કર્યો. કેમકે કેપટાઉન ઉતરતા જ વિલાયતથી તાર મળ્યા કે સર રતન તાતાએ રૂ. ૨૫૦૦૦ આપ્યા છે. એટલા નાણાં ને વેળા ઘણાં થઇ પડ્યા કામ ચાલ્યુ.

પણ તે નાણાથી અથવા ગમે તેટલા નાણાથી સત્યાગ્રહની-સત્યની-આત્મશુદ્ધિની-આત્મબળની લડત ન ચાલી શકે. એ લડતને સારૂ ચારિત્રની મૂડી જોઇએ. ધણી વિનાનો મહેલ પણ જેમ ખંડીએર જેવો લાગે તેમ ચારિત્રહીન મનુષ્યનું અને તેની મિલ્કતનું સમજવું સત્યાગ્રહીઓએ જોયું કે હવે લડત કેટલી લાંબી ચાલશે તેનું માપ કોઇથી ન કઢાય. ક્યા જનરલ બોથાની ને જનરલ સ્મટ્સની એક તસુ પણ ન હઠવાની પ્રતિજ્ઞા ને ક્યા સત્યાગ્રહીની મરણ પર્યંત ઝૂઝવાની પ્રતિજ્ઞા! હાથી ને કીડી વચ્ચેનું યુદ્ધ હતુ. હાથીના એક પગની નીચે અસંખ્ય કીડીઓ કચરાઇ શકે સત્યાગ્રહી પોતાની સત્યાગ્રહની મુદતને વાડથી બાંધી શકતા ન હતા. વર્ષ લાગે કે વર્ષો, બધું તેને મન એક જ હતું. તેને તો લડવું એ જ જય હતો. લડવું એટલે જેલ જવું, દેશનિકાલ થવું તે દરમ્યાન કુટુંબનુ શું? નિરંતર જેલ જનારને નોકરી તો કોઇ ન જ આપે. જેલમાથી છૂટે ત્યારે પોતે ખાય શું, ખવડાવે શું? ક્યા રહે? ભાડું કોણ આપે? આજીવિકા વિના સત્યાગ્રહી પણ મૂંઝાય. ભૂખે મરી, પોતાનાને ભૂખે મારીને પણ લડત લડનારા જગતમા ઘણા ન જ હોઇ શકે.

આજ લગી તો જેલ જનારનાં કુટુંબોનું ભરણ તેમને માસે પૈસા આપીને થતું હતું. સૌને તેની આવશ્યકતા મુજ અપાતુ હતું. કીડીને કણ અને હાથીને હારો. બધાને ર સરખું તો ન જ દેવાય. પાંચ બાળકોવાળા સત્યાગ્રહીને અ બ્રહ્મચારી જેને કોઇ આશ્રિત નથી તેને એક પંક્તિમા ન જ મૂકાય અથવા કેવળ બ્રહ્મચારીને જ ભરતીમા લેવ તો ન જ બને. ત્યારે કયા ધોરણ મુજબ દ્રવ્ય અપાય? દ ભાગે દરેક કુટુંબની ઉપર વિશ્વાસ મેલીને તે ઓછામા ઓ આંક મૂકે તે પ્રમાણે ખર્ચ આપવામા આવતો હતો. આ કપટને પુષ્કળ અવકાશ હતો. કાટીઆએ તેનો કંઇક લ પણ લીધો. બીજા નિખાલસ હૃદયના પણ અમુક ધોરણ મુજ રહેનારા હોઇ મદદની આશા રાખતા હતા. મેં જોયુ કે : પ્રમાણે લડત લાંબી મુદત ચલાવવી અશક્ય હતી. લાય અન્યાય થવાનો ને નાલાયકને પોતાના પાખડમા ફાવી જવા ભય રહેતો હતો. આ મુશ્કેલીનો ઉકેલ એક જ રીતે થાય તે હતુ—બધા કુટુંબોને એક સ્થળે રાખવા ને બધા સાથે રહી ક કરવું. આમા કોઇને અન્યાયનો ભય તો ન જ રહ્યો. પાખ કંઇ જ અવકાશ ન રહ્યો એમ પણ કહી શકાય. જાહેર પૈસા બચાવ થાય ને સત્યાગ્રહી કુટુંબોને નવા અને સાદા જીવન તથા ઘણાની સાથે હળીમળીને રહેવાની તાલીમ મળે. આ રીતે ઘણા પ્રાતના ને ઘણા ધર્મના હિંદીઓને પણ સ રહેવાનું મળે.

એવી જગ્યા ક્યાંથી મળે? શહેરમાં રહેવા જતા તો બક કાઢતાં ઉંટ પેસવાનો ભય હતો. માસિક ખર્ચ જેટલું કદા ભાડું જ આપવું પડે ને કુટુંબોને શહેરમા સાદાઇથી રહેવા

મુશ્કેલને પડે. વળી શહેરમા એવી જગ્યા તો ન જ મળી શકે કે જ્યાં ઘણાં કુટુંબો ઘેર બેઠે કંઇ ઉપયોગી ધંધો કરી શકે. તેથી શહેરથી બહુ દૂર પણ નહિ, બહુ નજીક પણ નહિ, એવું ક્ષેત્ર પસંદ કરવું જોઇએ એ સમજાઇ શકાયુ. ફીનિક્સ તો હતું જ. ત્યા 'ઇંડિયન ઓપિનિઅન' ચાલતુ હતું થોડી ખેતી પણ થતી હતી સગવડો ઘણી તૈયાર હતી પણ ફીનિક્સ જોહૅનસબર્ગથી ત્રણસેં માઇલ દૂર હતુ અથવા ત્રીસ કલાકની મુસાફરીનો રસ્તો હતો. એટલે દૂર કુટુંબોને લાવવા લઇ જવા વિકટ અને મોંઘું કાર્ય હતુ. વળી કુટુંબો પોતાના ઘરબાર છોડીને એટલે દૂર જવાને તૈયાર ન થાય. થાય તોયે એટલે દૂર તેઓને અને જેલોઓ છૂટે ત્યારે તેમને ત્યા મોકલવાનુ વગેરે અશક્ય જેવું લાગ્યું.

ત્યારે જગ્યા તો ટ્રાન્સવાલમાં જ અને તે પણ જોહૅનસબર્ગની નજદીક હોવી જોઇએ. મિ૦ કૅલનબૅકની હું ઓળખાણ કરાવી ગયો છું. તેમણે ૧૧૦૦ એકર જમીન વેચાતી લીધી અને તેનો ઉપયોગ સત્યાગ્રહીઓને સારૂ આપ્યો. તે જમીનમા ફળઝાડો હતા ને એક પાચ સાત માણસ રહી શકે એવુ નાનું મકાન હતું. પાણીનો ઝરો હતો. ત્યાથી સ્ટેશન એક માઇલ જેટલું દૂર હતું, અને જોહૅનસબર્ગ ૨૧ માઇલ હતું. આ જ જમીન ઉપર મકાન બાંધવાનો અને કુટુંબ વસાવવાનો નિશ્ચય થયો.

## પ્રકરણ ૧૦ મું

## ટૉલ્સ્ટૉય ફાર્મ (૨)

આ જમીન ૧૧૦૦ એકર હતી ને તેની ટોચે નાની ટેકરી હતી, જ્યાં એક નાનકડું મકાન હતું. ત્યા ફળઝાડો હતા. તેમા નારંગી, ઍપ્રિકોટ, પ્લમ પુષ્કળ ઉગતા હતા—એટલા કે મોસમમા સત્યાગ્રહીઓ પેટભરીને ખાય છતા બચે. પાણીના એક નાનો ઝરો હતો. તેમાથી પાણી મળી રહેતુ. જે જગ્યાએ રહેવાનું હતું ત્યાથી ૫૦૦ વાર દૂર હશે. એટલે પાણી કાવડોમા ભરીને લાવવાની મહેનત હતી જ

આ સ્થાનમા નોકર માત્રને કંઇ પણ ઘરકામ, તેમજ બને તેટલું વાડીનું અને બાંધકામનું પણ કામ ન લેવું એવો આગ્રહ હતો. એટલે પાયખાનાથી માંડીને રસોઇ સુધીનું બધું કામ હાથે જ કરવાનું હતું. કુટુંબોને રાખવાના હતા પણ પ્રથમથી જ નિશ્ચય કરી લીધો હતો કે સ્ત્રીઓ અને પુરુષોને નોખા રાખવા. તેથી મકાનો નોખાં અને થોડા દૂર બનાવવા એમ ઠર્યું. દશ સ્ત્રીઓ અને સાઠ પુરુષો રહી શકે એટલા મકાન તુરત બનાવવાનો નિશ્ચય થયો. મિ૦ કૅલનબૅકને રહેવાનું પણ એક મકાન બનાવવાનું હતું ને તેની જ સાથે એક નિશાળનું. આ ઉપરાત એક કારખાનું સુતારકામ, મોચીકામ ઇત્યાદિ માટે બનાવવાનુ હતું.

જેઓ આ સ્થાનમાં રહેવા આવવાના હતા તેઓ ગુજરાતના, મદ્રાસના, આંધ્ર દેશના અને ઉત્તર હિંદુસ્તાનના હતા. ધર્મે હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી હતા. લગભગ ચાળીસ જુવાન, બે ત્રણ વયોવૃદ્ધ, પાંચ ઓરત અને વીસથી ત્રીસ બાળકો હતાં. તેમાં ચાર પાંચ બાળાઓ હતી.

ઓરતોમાંની જે ખ્રિસ્તી હતી તેમને અને બીજીને માંસાહારની ટેવ હતી. આ સ્થાનમાં માંસાહાર દાખલ ન કરવો પડે તો સારું એમ મિ૦ કેલનબૅકનો તેમજ મારો અભિપ્રાય હતો. પણ જેઓને તેને વિષે જરાયે બાધ ન મળે, જેઓ સંકટ સમયે આવે સ્થાને આવવાના હતા, જેઓને જન્મથી તે વસ્તુનો અભ્યાસ, તેઓને માંસાહાર અમુક મુદતને સારુ પણ છોડવાનું કેમ કહી શકાય? ન કહેવાય તો ખર્ચ કેટલું થાય? વળી જેમને ગોમાંસની ટેવ હોય તેને ગોમાંસ પણ આપવું? કેટલા રસોડાં ચલાવવાં? મારો ધર્મ શો હતો? આવાં કુટુંબોને પૈસા આપવાનું નિમિત્ત થઇને પણ હું માંસાહાર ને ગોમાંસાહારને મદદ તો કરતો જ હતો. જો હું એવો નિયમ કરું કે માંસાહારીને મદદ નહિ જ મળે તો મારે સત્યાગ્રહ કેવળ નિરામિષ ભોજન કરનાર-ની મારફતે જ લડવો જોઇએ તે પણ કેમ થાય? લડત તો હિંદીમાત્રને સારુ હતી મારો ધર્મ હું સ્પષ્ટ રીતે જોઈ શક્યો. જો ખ્રિસ્તી કે મુસલમાન ભાઇઓ ગોમાંસ પણ માગે તો મારે તેમને તે પૂરું પાડ્યે જ છૂટકો. હું તેઓને આ સ્થાનમાં આવવાની મનાઇ ન જ કરી શકું.

પણ પ્રેમનો બેલી ઇશ્વર છે જ. મેં તો સરળભાવે ખ્રિસ્તી બહેનોની આગળ મારું સંકટ મૂક્યું. મુસલમાન માબાપોએ તો કેવળ નિરામિષ રસોડું ચલાવવાની મને રજા આપી દીધી હતી

બહેનોની સાથે મારે હિસાબ કરવાનો હતો. તેમના ધણી કે પુત્ર તો જેલમાજ હતા. તેમની સંમતિ મને હતી. તેમની સાથે આવા પ્રસંગો મને ઘણી વેળા આવેલા કેવળ બહેનોની સાથે આવો નિકટ પ્રસંગ આ પહેલો જ આવ્યો. તેમની પાસે મકાનની અગવડની, પૈસાની અને મારી લાગણીની મેં વાત કરી. સાથે મે તેમને નિર્ભય કરી કે તેઓ માગશે તો હું તો ગોમાંસ પણ પૂરૂં પાડીશ. બહેનોએ પ્રેમભાવથી માંસ ન મગાવવાનું સ્વીકાર્યું. રસોઇનો કારભાર તેમના હાથમા સોંપાયો. તેમને મદદ કરવામા અમારામાથી એક બે પુરુષો રોકાયા. આમાનો હું તો એક ખરો જ. મારી હાજરી ઝીણા કકાંસને દૂર રાખી શકતી હતી. રસોઈ સાદામા સાદી કરવી એ ઠરાવ થયો. ખાવાના ટંક મુકરર થયા. રસોડુ એક જ રાખ્યું. બધા એક પંગતે જ જમે. સૌએ પોતપોતાના વાસણ માજધોઇને સાફ રાખવાના સામાજિક વાસણો વારાફરતી માજવાનો ઠરાવ થયો. મારે કહેવું જોઇએ કે ટૉલ્સ્ટૉય ફાર્મ લાંબી મુદત સુધી ચાલ્યું છતા બહેનોએ કે ભાઇઓએ કદિ માંસાહારની માગણી ન કરી. શરાબ, તમાકુ વગેરે તો બંધ હતા જ.

મકાનો બાંધવામા પણ હાથે થઇ શકે તેટલુ કામ કરવું એ આગ્રહ હતો એમ હું આગળ લખી ગયો છું. સ્થપતિ તો મિ૦ કૅલનબૅક હતા જ. તેમણે એક યુરોપના કડિયાને મેળવ્યો. એક ગુજરાતી સુતારે પોતાની મદદ મફત આપી અને બીજાની મદદ ઓછે દામે આણી આપી. કેવળ મજૂરીનું કામ અમે હાથે જ કર્યું. અમારામાંના જે શરીર વાળવે ચાલાક હતા તેમણે તો હદ વાળી સુતારનું અર્ધું કામ તો એક વિહારી કરીને સરસ સત્યાગ્રહી હતો તેણે ઉપાડી લીધું. સાફસૂફ રાખવું, શહેર-

મા જવું, ત્યાંથી બધો સામાન લાવવો વગેરે કામ સિંહ જેવા થઈ નાયડુએ ઉંચકી લીધુ હતું.

આ ટુકડીમા ભાઇ પ્રાગજી હતા તેમણે જીંદગીમા કદિ ટાઢતડકો સહન જ ન કરેલો. અહીં તો ટાઢ હતી, તડકો હતો, વરસાદ હતો. અમારી શરૂઆત તો તંબુમાં થએલી. મકાન બંધાય ત્યારે તેમા સૂવાય. બે માસમા મકાન તૈયાર થયાં હશે. મકાનો પતરાના હતા એટલે તેને કરતાં વખત જ ન જાય. લાકડા પણ જે માપનાં જોઇએ તેવાં તૈયાર મળી શકે. એટલે માત્ર માપસર ટુકડા કરવાનુ જ રહે. બારીબારણા થોડા કરવાના હતા. એથી જ એટલી ટુકી મુદતમાં આટલા બધા મકાનો તૈયાર થઇ શક્યા પણ આ મજૂરીના કામે ભાઇ પ્રાગજીની પૂરી હાજરી લીધી. જેલના કરતાં ફાર્મનું કામ કઠણ હતુ જ. એક દિવસ તો થાકથી અને તાપથી બેભાન થઇ પડ્યા. પણ પ્રાગજી ઝટ હારે તેમ ન હતા. તેમણે પોતાના શરીરને અહીં પૂરૂં કસી લીધું ને છેવટે તો મહેનતમા સહુની સાથે ઉભા રહે એવી શક્તિ મેળવી લીધી હતી.

એવા જ બીજા જોસફ રાયપન હતા. એ તો બૅરિસ્ટર, પણ તેમને બૅરિસ્ટરપણાનું ગુમાન ન હતુ. અતિશય મજૂરી તેમનાથી ન થઇ શકતી. ટ્રેનમાંથી બોજો ઉચકવા ને તેને ગાડી ઉપર લાદવા એ બધું કામ તેમને માટે અઘરૂં હતું, પણ તેમણે તે યથાશક્તિ કર્યું.

ટૉલ્સ્ટૉય ફાર્મમા નબળા સબળા બધા ને મજૂરી સૌને સદી.

બધાને કંઇ ને કંઇ પ્રસંગે જોહૅનિસબર્ગ જવાનું થાય. બાળકોને સહેલને ખાતર જવાની ઇચ્છા થાય. મારે પણ કામસર

જવું પડે. ઠરાવ એવો થયો કે સામાજિક કામસર જવું હોય તેને જ રેલથી જવાની રજા મળે. ત્રીજા વર્ગ સિવાય તો જવાનું હોય જ નહિ. અને સહેલને ખાતર જવું હોય તેણે ચાલીને જવું. સાથે ખાવાનો નાસ્તો બાંધી લેવો. કોઈનાથી ખાવાનું ખર્ચ શહેરમા ન થાય. આવા કડક નિયમો ન રાખ્યા હોત તો જે પૈસા બચાવવા ખાતર જંગલવાસ પસંદ કરવામા આવ્યો હતો તે પૈસા રેલભાડામા ને બજારના નાસ્તામા ઊડી જાત. ઘરનો નાસ્તો પણ સાદો જ હતો. ઘેર બનાવેલી વગર ચાળેલા ને ઘેર દળેલા જાડા લોટની રોટી, તેની ઉપર ભોંયશિંગનું ઘેર બનાવેલું માખણ ને ઘેર બનાવેલો નારંગીની છાલનો મુરબ્બો. લોટ દળવાને સારુ હાથે ચલાવવાની લોખંડની ઘંટી લીધી હતી. ભોંયશિંગને ભૂંજીને પીસવાથી માખણ બને છે. તેની કિંમત દૂધના માખણના કરતા ચારગણી ઓછી પડતી. નારંગી તો ફાર્મમા જ પુષ્કળ થતી. ફાર્મમા ગાયનું દૂધ તો ભાગ્યે જ લેતા. ડબ્બાનું દૂધ વાપરતા.

પણ આપણે પાછા મુસાફરી પર આવીએ. જેમને જોહૅનસબર્ગ જવાનો શોખ થાય તે અઠવાડિયામા એક વખત કે બે વખત ચાલીને જાય અને તે જ દિવસે પાછા આવે. આગળ જણાવી ગયો છુ કે આ પંથ ૨૧ માઈલનો હતો. પગપાળા જવાના આ એક નિયમથી સેંકડો રૂપિયા બચી ગયા, ને ચાલીને જનારને ઘણો ફાયદો થયો. કેટલાકને ચાલવાની નવી ટેવ પડી. નિયમ એવો હતો કે આમ જનારે બે વાગે ઊઠવું અને અઢી વાગે ચાલી નીકળવું. બધા છ થી સાત કલાકની અંદર જોહૅનસબર્ગ પહોંચી શકતા. ઓછામા ઓછો સમય લેનારા ચાર કલાક અઢાર મિનિટે પહોંચતા.

વાંચનાર એમ ન માને કે આ નિયમો બોજારૂપ હતા. સહુ તેનુ પ્રેમપૂર્વક પાલન કરતા. બળાત્કારે હું એક પણ માણસને ન રાખી શકત. યુવકો મુસાફરીમા કે આશ્રમ પર બધુ કામ હસમુખે વદને ને કલ્લોલ કરતા કરતા. મજૂરીના કામને વખતે તેઓને મસ્તી કરતા રોકવા મુશ્કેલ પડતુ. રીઝવીને લઇ શકાય એટલુ જ કામ લેવાનો નિયમ રાખ્યો હતો. આથી કામ થોડું થયાનું મને નથી ભાસ્યું.

પાયખાનાની કથા સમજવા જેવી છે. એવડી વસ્તી હતી છતા ક્યાયે કચરો કે મેલું કે એઠવાડ કોઇના જોવામાં ન જ આવે. બધો કચરો જમીન ખોદી રાખી હતી તેમા દાટી દેવામા આવતો. પાણી કોઇથી રસ્તામા ઢોળાય નહિ. બધુ વાસણમા એકઠું કરવામા આવતું ને તે ઝાડોને જતુ. એઠવાડનુ અને શાકના કચરાનું ખાતર બનતુ. પાયખાનાને સારૂ રહેવાના મકાનની નજીક એક ચોરસ ટુકડો દોઢ ફુટ ઊંડો ખોદી રાખ્યો હતો. તેમા બધુ પાયખાનું દાટવામા આવતું. તેની ઉપર ખોદેલી માટી ખૂબ દાટવામા આવતી હતી. તેથી જરાયે દુર્ગંધ નહોતી રહેતી. માખી પણ ત્યા ન બણબણે. અને ત્યા મેલુ દાટેલું છે એવો કોઇને ખ્યાલ પણ ન આવે. સાથે ફાર્મને અમૂલ્ય ખાતર મળતું હતું. જો આપણે મેલાનો સદુપયોગ કરીએ તો લાખો રૂપિયાનું ખાતર બચાવીએ ને અનેક રોગોમાથી બચીએ. પાયખાના વિષેની આપણી કુટેવને લીધે આપણે પવિત્ર નદીના કિનારા બગાડીએ છીએ, માખીઓની ઉત્પત્તિ કરીએ છીએ ને નાહીધોઇને સાફ થયા પછી પાછા જે માખી આપણી બેદરકારીથી ઉઘાડા મેલેલી વિષ્ટા ઉપર બેઠી છે તે માખીને આપણા શરીરનો સ્પર્શ કરવા દઇએ છીએ. એક નાનકડી

સરખી કોદાળી આપણને ઘણી ગંદકીમાંથી બચાવે તેમ છે. ચાલવાને રસ્તે મેલું નાખવું, થુંકવું, નાક સાફ કરવું એ ઈશ્વર પ્રત્યે તેમજ મનુષ્ય પ્રત્યે પાપ છે. તેમાં દયાનો અભાવ છે જે માણસ જંગલમા રહે તેણે પોતાનું મેલુ દાટે નહિ તે દડને લાયક છે.

અમારૂં કામ સત્યાગ્રહી કુટુંબોને ઉદ્યોગી રાખવાનું, પૈસા બચાવવાનું અને છેવટે સ્વાશ્રયી થવાનું હતુ. આમ કરી શકીએ તો અમે ગમે તેટલી મુદત લગી ઝૂઝી શકીએ. જોડાનું ખર્ચ તો હતું જ. બંધ જોડાથી ગરમ હવામા તો નુકસાન જ છે. પસીનો બધો પગ ચૂસે ને નાજુક થાય મોજાંની જરૂર તો આપણા જેવી હવમા ન જ હોય પણ કાંટા, પથરા વગેરેથી બચવા સારૂ કંઇક રક્ષણની આવશ્યકતા અમે માની હતી. તેથી અમે કાંટાળ્યા એટલે ચંપલ બનાવવાનો ધંધો શીખવાનું ઠરાવ્યું દક્ષિણ આફ્રિકામા ટ્રેપિસ્ટ નામના રોમન કૅથોલિક પાદરીઓનો મઠ છે. ત્યાં આવા ઉદ્યોગો ચાલે છે તેઓ જર્મન હોય છે. તેમાંના એક મઠમા મિ૦ કૅલનબૅક ચંપલ બનાવવાનું શીખી આવ્યા. તેમણે મને શીખવ્યું અને બીજા સથીઓને. આમ કેટલાક જુવાનિયા ચંપલ બનાવતા શીખી ગયા. અને અમે મિત્રવર્ગને વેચતા પણ થઇ ગયા મારે કહેવાની જરૂર તો ન જ હોવી જોઇએ કે મારા ઘણા શિષ્યો મારા કરતા આ કસબમા સહજે ચઢી ગયા. બીજું કામ સુતારનું દાખલ કર્યું એક ગામડું વસાવીને રહ્યા ત્યા પાટલાથી માંડીને પેટી સુધીની અનેક નાની મોટી વસ્તુઓ જોઇએ; તે અમે હાથે જ બનાવતા. પેલા પરોપકારી મિસ્ત્રીઓએ તો અમને કેટલાક માસ લગી મદદ દીધી જ હતી આ કામનુ ઉપરીપણું મિ૦ કૅલનબૅકે પોતાને

હસ્તક રાખ્યુ હતું. તેમની સુઘડતા ને ચોકસાઈનો અનુભવ અમને પ્રત્યેક ક્ષણે થતો

યુવકો, બાળકો અને બાળાઓને સારૂ નિશાળ તો જોઇએ જ. આ કામ સહુથી મુશ્કેલ માલમ પડ્યું ને સંપૂર્ણતાને છેવટ લગી ન જ પહોચ્યુ. શિક્ષણનો બોજો મુખ્ય ભાગે મિ૰ કૅલનબૅક અને મારી ઉપર હતો. નિશાળ બપોરે જ ચલાવી શકાય અમે બંને મજૂરી કરીને ખૂબ થકયા હોઇએ નિશાળિયા પણ થાકેલા હોય જ. એટલે ઘણી વાર તેઓ ઝોલા ખાય અને અમે પણ ઝોલા ખાઇએ. આખે પાણી છાટીએ, બાળકોની સાથે ગેલ કરી તેમનુ અને અમારૂ આળસ ભગીએ પણ તે કેટલીક વાર નિરર્થક જતું. જે આરામ શરીર માગે તે લીધે જ છોડે. આ તો એક અને નાનામા નાનું વિઘ્ન વર્ણવ્યું. કેમકે એમ ઝોલા ખવાઇ જતા છતા વર્ગ તો ચાલતા જ. પણ તામિલ, તેલગુ અને ગુજરાતી આમ ત્રણ ભાષા બોલવાવાળાને શું અને કઇ રીતે શીખવાય? માતૃભાષા વાટે શીખવવાનો લોભ તો ખરો જ. તામિલ થોડું ઘણું હું જાણુ. તેલગુનો તો અક્ષર સરખોયે નહિ. આવી સ્થિતિમા એક શિક્ષક શું કરે? જે યુવકો હતા તેમાથી કેટલાકનો શિક્ષક તરીકે ઉપયોગ કર્યો. તે પ્રયોગ સરળ થયો ન ગણી શકાય. ભાઇ પ્રાગજીનો ઉપયોગ તો થતો જ હતો. યુવકો-માંના કેટલાક ખૂબ તોફાની અને આળસુ હતા. ચોપડી સાથે તો હમેશાં લડાઇ જ કરે. એવા વિદ્યાર્થી શિક્ષકને શાના ગાઠે? વળી મારૂ કામ અનિયમિત હતું. મારે જરૂર પડ્યે જોહૅનિસબર્ગ જવું જ પડે. તેવું જ મિ૰ કૅલનબૅગનું હતું. બીજી મુસીબત ધાર્મિક શિક્ષણની હતી. મુસલમાનોને કુરાન શીખવવાનો તો લોભ રહે જ. પારસીને અવેસ્તા શીખવવાની ઇચ્છા થાય. એક

ખોજાનો બાળક હતો તેને ખાસ ખોજા પંથની નાનકડી પોથી હતી ને શીખવવાનો બોજો તેના પિતાએ મારે માથે મૂક્યો હતો. મેં મુસલમાની અને પારસી પુસ્તકો ભેળા કર્યા. હિંદુધર્મના મૂળતત્ત્વો મને સમજાય તેટલા લખી કાઢ્યા - મારા જ બાળકોને અંગે કે ફાર્મમા જ એ હુ ભૂલી ગયો છું. મારી પાસે જો એ વસ્તુ હોત તો તો હુ મારી પોતાની પ્રગતિ કે ગતિના માપને અર્થે તે અહીં છાપી નાખત. પણ આવી વસ્તુઓ તો ઘણીયે મેં મારી જીંદગીમા નાખી દીધી છે કે બાળી નાખી છે. એ વસ્તુઓને સંઘરી રાખવાની આવશ્યકતા મને જેમ જેમ ઓછી જણાતી ગઇ અને જેમ જેમ મારો વ્યવસાય વધતો ગયો તેમ તેમ મેં આવી વસ્તુઓનો નાશ કર્યો. મને તેનો પશ્ચાત્તાપ નથી. એ વસ્તુઓનો સંગ્રહ મને બોજારૂપ ને બહુ ખર્ચાળ થઇ પડત. તેને સાચવવાના સાધન મારે ઉત્પન્ન કરવા પડત. એ મારા અપરિગ્રહી આત્માને અસહ્ય થાત.

પણ આ શિક્ષણપ્રયોગ વ્યર્થ ન ગયો. છોકરાઓમા કદિ અસહિષ્ણુતા નહોતી આવી એકબીજાના ધર્મ પ્રત્યે ને એકબીજાના રીતરિવાજો પ્રત્યે ઉદારતા શીખ્યા. તેઓ બધા સગા ભાઇની જેમ રહેતાં શીખ્યા. એકબીજાની સેવા શીખ્યા. સભ્યતા શીખ્યા. ઉદ્યમી થયા, અને આજ પણ તે બાળકોમાના જેમની પ્રવૃત્તિની મને કંઇયે ખબર છે તે ઉપરથી હુ જાણું છુ કે તેઓએ ટૉલ્સ્ટૉય ફાર્મમા જે મેળવ્યું તે નિરર્થક નથી ગયું. અધૂરો તો પણ એ વિચારમય અને ધાર્મિક પ્રયોગ હતો. અને ટૉલ્સ્ટૉય ફાર્મના અત્યત મીઠા સ્મરણોમા આ શિક્ષણના પ્રયોગના સ્મરણ ઓછા મીઠા નથી.

પણ તે સ્મરણોને સારૂ નવું પ્રકરણ ઘટે છે.

# પ્રકરણ ૧૧ મું

## ટૉલ્સ્ટૉય ફાર્મ (૩)

આ પ્રકરણમા ટૉલ્સ્ટૉય ફાર્મના ઘણા સ્મરણોનો સંગ્રહ હશે. એટલે તે સ્મરણો અસંબદ્ધ લાગશે. તેને સારુ વાચનાર ક્ષમા બક્ષે.

શિક્ષણ માટે જે વર્ગ મને મળ્યો હતો તેવો ભાગ્યે કોઈને નસીબે આવ્યો હશે સાતેક વર્ષના બાળકો અને બાળિકાઓથી માંડીને વીસ વર્ષના જુવાનિયા ને બાર તેર વર્ષની બાળાઓ આ વર્ગમા હતી. કેટલાક છોકરા જંગલી ગણી શકાય તેવા હતા, તોફાન પણ ખૂબ કરે.

આ સંઘને શું શીખવવું? બધા સ્વભાવને કેમ અનુકૂળ થવું? વળી બધા જોડે કઇ ભાષામા મારે વાતો કરવી? તામિલ ને તેલગુ છોકરાં કાં તો તેમની માતૃભાષા સમજે અથવા તો અંગ્રેજી થોડું ઘણ પણ જાણે. મારે તો અંગ્રેજીથી જ કામ લેવું રહ્યું હતું. ગુજરાતી જોડે ગુજરાતીમા અને બાકીના જોડે અંગ્રેજીમા એમ વિભાગ પાડ્યા. મુખ્ય ભાગે તેઓને કંઇક રસિક વાતો કહેવી અથવા વાંચી સંભળાવવી એમ ગોઠવણ રાખી. તેઓને એક સાથે બેસતા, મિત્રભાવ — સેવાભાવ — કેળવતા કરી મૂકવા એટલો ઉદ્દેશ રાખ્યો હતો. થોડું ઇતિહાસભૂગોળનું

સામાન્ય જ્ઞાન આપવું ને થોડું લખતાં શીખવવું. કેટલાકને અંક-ગણિત. આમ ગાડું રેડવતો પ્રાર્થના અર્થે કેટલાક ભજન શીખવાતા. તેમા તામિલ બાળકોને પણ ભળવા લલચાવતો

બાળકો અને બાળાઓ છૂટથી સાથે બેસતા. ટૉલ્સ્ટૉય ફાર્મમા મારો આ પ્રયોગ વધારેમા વધારે નિર્ભય હતો. જે છૂટ હું ત્યે આપી તેમજ કેળવી શકો હતો તે છૂટ આપવાની કે કેળવવાની મારી હિંમત પણ આજે ન ચાલે. તે વેળા મારૂં મન આજ છે તેના કરતા વધારે નિર્દોષ હતુ એમ મને લાગ્યાં કર્યુ છે. આનું કારણ મારૂં અજ્ઞાન હોઇ શકે. ત્યાર બાદ હું ડંખાયો છું. મને કડવા અનુભવો થયા છે. જેને હુ છેક નિર્દોષ સમજતો તે દોષિત નીવડયા છે. મારામા પણ મે ઊંડે ઊંડે વિકારો ભાળ્યા છે તેથી મન ગરુ બન્યું છે.

મને મારા પ્રયોગને વિષે પશ્ચાત્તાપ નથી. એ પ્રયોગને લીધે તો કઇ જ ખરાબી નથી થઇ એમ પણ મારો આત્મા સાક્ષી પૂરે છે. પણ જેમ દૂધનો દઝયો છાશ ફૂકીને પીએ તેવુ મારે વિષે ગણી શકાય

મનુષ્ય શ્રદ્ધા કે હિંમત બીજા પાસેથી ચોરી નથી શકતો. સંશયાત્મા વિનશ્યતિ । ટૉલ્સ્ટૉય ફાર્મમા મારી હિંમત ને શ્રદ્ધા પરાકાષ્ઠાએ પહોચેલા હતા. એ શ્રદ્ધા ને હિંમત ફરી આપવા હું ઇશ્વરને વિનવી રહ્યા છું. પણ તે સાભળે ત્યારે ના ! તેની પાસે તો મારા જેવા અસંખ્ય ભીખારીઓ છે. આશ્વાસન માત્ર આ છે ખરૂ કે જેમ તેને અસંખ્ય ભીખારી છે તેમ તેને અસખ્ય કાન પણ છે. એટલે તેના ઉપર મારી શ્રદ્ધા પૂરી છે. જ્યારે હુ યોગ્ય બનીશ ત્યારે તે મારી અરજ સાભળશે એમ પણ હું જાણું છુ.

આ મારો પ્રયોગ

લુચ્ચા ગણાતા છોકરાઓ ને નિર્દોષ જુવાન બાળાઓને હું સાથે નહાવા મોકલતો. બાળકોને મર્યાદાધર્મ વિષે ખૂબ સમજાવ્યું હતું. મારા સત્યાગ્રહથી તેઓ બધા પરિચિત હતા. મારો તેઓના પ્રત્યેનો સ્નેહ માના જેટલો જ હતો એમ હું તો જાણતો જ હતો, પણ તે છોકરાઓ પણ માનતાં હતાં. વાચનાર પેલો પાણીનો ઝરો યાદ રાખે રસોડાથી તે દૂર હતો. ત્યાં આવો સંગમ થવા દેવો ને નિર્દોષતાની આશા રાખવી! મારી આંખ તો જેમ માની આંખ દીકરીની પાછળ ફર્યાં જ કરે તેમ પેલી બાળાઓ પાછળ ફરતી જ રહેતી. વખત નીમાએલા હતા. નહાવા બધા છોકરા ને બધી છોકરીઓ સાથે જતા સંઘમા એક પ્રકારની સુરક્ષિતતા રહેલી છે તે અહીં હતી ક્યાયે એકાંત તો ન જ હોય ઘણે ભાગે એ જ વખતે હું તો પહોંચેલો જ હોઉં.

ખુલ્લી ઓશરીમા બધા સૂતા. બાળકો, બાળાઓ મારી આસપાસ પડ્યા હોય. પથારીઓની વચ્ચે ભાગ્યે ત્રણેક ફુટનું અંતર હોય. પથારીના ક્રમમા સાવધાની હતી ખરી. પણ દોષિત મનને એ સાવધાની શું કરી શકે? આ બાળકો અને બાળાઓ વિષે પ્રભુએ જ લાજ રાખી એમ હવે જોઉં છું. બાળાઓ અને બાળકો આવા નિર્દોષપણે સાથે ભળી શકે એવી માન્યતાથી મેં આ પ્રયોગ કર્યો માબાપોએ મારા પર અનહદ વિશ્વાસ મૂકી તે પ્રયોગ કરવા દીધો.

એક દિવસે આ બાળાઓએ જ કે કોઇ બાળકે મને ખબર આપી કે એક જુવાનિયાએ આ બે બાળાઓની મશ્કરી કરેલી.

હું ધ્રૂજ્યો. મેં તપાસ કરી. વાત ખરી હતી. જુવાનિયાને સમજાવ્યું પણ એટલેથી બસ ન હતું. બન્ને બાળાઓના શરીર ઉપર મેં એવું ચિહ્ન પ્રચ્છ્યું કે જેથી દરેક યુવક તે સમજી શકે અને જાણે કે એ બાળાઓ ઉપર કુદૃષ્ટિ કરાય જ નહિ. બાળાઓ પણ સમજે કે પોતાની પવિત્રતા ઉપર કોઇ હાથ નાખી જ ન શકે. સીતાને વિકારી રાવણ સ્પર્શ સરખો ન કરી શક્યો. રામ તો દૂર હતા. એવું કયું ચિહ્ન હું એ બાળાઓને આપું કે જેથી તેઓ પોતાને સુરક્ષિત સમજે અને બીજા તેમને જોઇ નિર્વિકાર રહે? રાત જાગ્યો. સવારમાં બાળાઓને વિનવી તેઓને ભડકાવ્યા વિના સમજાવીને સૂચવ્યું કે તેઓએ પોતાના સુંદર લાંબા વાળ કાપી નાખવાની મને રજા આપવી. ફાર્મ પર હજામત અને વાળ કાપવાનું અમે અરસપરસ કરી લેતા. તેથી મેંચાકાતર અમારી પાસે રહેતા. પ્રથમ તો તે બાળાઓ ન સમજી. મોટી સ્ત્રીઓને સમજાવી મૂકી હતી. તેમનાથી મારી સૂચના સહન તો ન થઈ પણ તેઓ મારો હેતુ સમજી શકી હતી. તેઓની મને મદદ હતી. છોકરીઓ બન્ને ભવ્ય હતી. અહો! એક આજે નથી. તે તેજસ્વિની હતી. બીજી હયાત છે. તે પોતાનો ગૃહસંસાર ચલાવી રહી છે. છેવટે તે બન્ને સમજી. તે જ ક્ષણે જે હાથ આ પ્રસંગ ચીતરી રહેલ છે તે હાથે આ બાળાઓના વાળ પર કાતર ચલાવી! ને પછી વર્ગમાં આ કાર્યનું પૃથક્કરણ કરી બધાને સમજાવ્યું. પરિણામ સુંદર આવ્યું. ફરી એ મશ્કરીની વાત ન સાંભળી. એ બાળાઓએ કંઇ ખોયું તો નહિ જ. કેટલું મેળવ્યું તે તો દેવ જાણે. યુવકો આજ પણ આ પ્રસંગ યાદ કરતા હશે અને પોતાની દૃષ્ટિને શુદ્ધ રાખતા હશે એમ હું આશા રાખું છું.

આવા પ્રયોગ અનુકરણને સારૂ નથી નોંધાતા કોઇ પણ શિક્ષક આવા પ્રયોગનું અનુકરણ કરે તો તે મોટું જોખમ વહોરે આ પ્રયોગની નોંધ મનુષ્ય કયાં સુધી અમુક સ્થિતિમાં જઇ શકે છે તે બતાવવા તથા સત્યાગ્રહની લડતની વિશુદ્ધતા સૂચવવા લીધી છે. એ વિશુદ્ધતામા જ વિજયનુ મૂળ હતું. એ પ્રયોગને સારૂ શિક્ષકે મા અને બાપ બન્ને થવું જોઇએ ને પોતાનું માથું કોરે મૂકીને જ તેવા પ્રયોગ થાય તેની પાછળ કઠણ તપશ્ચર્યા જોઇએ

આ કાર્યની અસર ફાર્મવાસીની તમામ રહેણીકરણી ઉપર થયા વિના રહી નહિ. ઓછામા ઓછા ખર્ચથી રહેવું એ હેતુ હોવાથી પોશાકમા પણ ફેરફાર કર્યો ત્યા શહેરોમા સામાન્ય રીતે આપણા પુરુષવર્ગનો પોશાક યુરોપિયન ઢબનો જ હોય; સત્યાગ્રહીઓનો પણ હતો ફાર્મ પર એટલા કપડાંની જરૂર ન હોય. અમે બધા મજૂર બન્યા હતા, તેથી પોશાક રાખ્યો મજૂરનો પણ યુરોપી ઢબનો; એટલે કે કેવળ મજૂરિયા પાટલુન અને મજૂરિયા ખમીસ. આમા જેલનુ અનુકરણ હતું જાડા આસમાની કપડાના સસ્તા પાટલુન ને ખમીસ મળતા તે સહુ વાપરતા. ઓરતોમા ઘણી ખરી શીવણનુ કામ સુંદર રીતે કરી શકતી. તેઓએ બધુ શીવણ કામ માથે લીધુ

ખોરાકમા ચોખા, દાળ, શાક ને રોટલી, અને કોઇ વેળા ખીર એમ સામાન્ય નિયમ હતો. આ બધું એક જ વાસણમા પીરસાતુ. વાસણમા થાળીને બદલે જેલના જેવી તાંસળી રાખી હતી અને લાકડાના ચમચા હાથે બનાવી લીધેલા. ખોરાક ત્રણ ટંક અપાતો. સવારના છ વાગે રોટી અને ઘઉની કાફી,

અગિયાર વાગે દાળભાત તથા શાક અને સાંજે સાડાપાંચ વાગે ઘેંશ ને દૂધ અથવા રોટી ને ઘઉંની કાંજી. રાત્રિના નવ વાગે એટલે સહુએ સૂઇ જવું જોઇએ. જમ્યા પછી સાત કે સાડા સાત વાગે પ્રાર્થના. પ્રાર્થનામાં ભજન. કોઇ વેળા રામાયણ હોય, અને કંઇક ઇસ્લામના પુસ્તકોમાંથી. ભજનોમાં અંગ્રેજી, હિંદી ને ગુજરાતી. કોઇ વેળા ત્રણેમાંથી તો કોઇ વેળા એક જ.

ફાર્મપર ઘણા એકાદશીવ્રત પાળતા. ત્યાં ભાઇ કોતવાલ પહોંચ્યા હતા. તેમણે ઉપવાસ આદિ ઠીક કેળવ્યા હતાં. તેમનું જોઇ ઘણાએ ચાતુર્માસ કરેલા. આ જ અરસામાં રોજા પણ આવતા હતા. અમારામાં મુસલમાન જુવાનિયા હતા. તેમને રોજા રાખવામાં ઉત્તેજન આપવું એ અમનો ધર્મ લાગ્યો. તેમને સરગીની તેમજ રાત્રિભોજનની સગવડ કરી આપી. તેમને સારૂ રાત્રે ખીર ઇત્યાદિ પણ રંધાતા. માંસાહાર તો નહોતો જ. કોઇએ માગણી પણ નહોતી કરી. એમના માન અર્થે અમે એકટાણું રાખતા અને પ્રદોષ કરતા. સામાન્ય નિયમ સૂર્યાસ્ત પહેલા જમી લેવાનો હતો. ને મુસલમાન છોકરા થોડા જ હતા તેથી બીજા સૂર્યાસ્ત પહેલા ખાઇને તૈયાર થઇ જતા એટલો જ તફાવત હતો. મુસલમાન નવયુવકોએ પણ પોતાના રોજા રાખતાં એટલો બધો વિનય વાપર્યો કે કોઇને વધારેપડતી તકલીફ ન આવવા દીધી. પણ આમ ગેરમુસ્લીમ બાળકોએ તેઓને ખાવાના સંયમમાં સાથ આપ્યો તેની અસર સહુની ઉપર સરસ પડી. હિંદુ-મુસલમાન બાળકો વચ્ચે ધર્મને લીધે ઝગડો કે ભેદ થયો એવું મને એક પણ સ્મરણ નથી. એથી ઉલટું હું જાણું છું કે બધા પોતપોતાના ધર્મમાં ચુસ્ત રહેતાં છતાં એકબીજા

પ્રત્યે સંપૂર્ણ માનથી રહેતા હતા અને એકબીજાને પોતાના ધર્મની ક્રિયા કરવામાં મદદ દેતા હતા.

એટલે દૂર રહેતાં છતા માંદગીને સારૂ સામાન્ય સગવડો રાખવામા આવે છે તેવી કંઇ જ રાખી ન હતી. એ વેળા બાળકોની નિર્દોષતા વિષે મને જે શ્રદ્ધા હતી તેવી શ્રદ્ધા માંદગીમાં કેવળ કુદરતી ઉપાયો લેવા વિષે પણ હતી સાદા જીવનને અંગે માંદગી હોય જ શેની, પણ આવશે તો તેને પહોંચી વળાશે એમ લાગતું. મારૂં આરોગ્યનું પુસ્તક મારા પ્રયોગોની અને મારી તે વેળાની શ્રદ્ધાની નોંધપોથી છે મારે તો માંદા પડવાપણું જ ન હતું એમ હું અભિમાન રાખતો. કેવળ પાણીના, માટીના કે ઉપવાસના પ્રયોગોથી ને ખોરાકના ફેરફારોથી બધી જાતની માંદગીને પહોંચી વળાય એમ માનતો. અને ફાર્મમા એક પણ માંદગીને સમયે દવાનો કે દાક્તરનો ઉપયોગ કર્યો જ નહોતો. એક સીત્તેર વર્ષના બુઢ્ઢો ઉત્તર હિન્દુસ્તાનનો હતો તેને દમ અને ખાસી હતા તે પણ કેવળ ખોરાકના ફેરફારથી અને પાણીના પ્રયોગથી મટયા. પણ એવા પ્રયોગો કરવાની હિંમત હવે હું ખોઇ બેઠો છું અને હું પોતે બે વેળા માંદો પડયા પછી અધિકાર પણ હારી બેઠો છું એમ માનું છું.

ફાર્મ ચાલતુ હતું તે જ દરમ્યાન સ્વ ગોખલે દક્ષિણ આફ્રિકા આવ્યા હતા. તે મુસાફરીના વર્ણનને સારૂ તો નોખું પ્રકરણ જોઇશે. પણ એક કડવુમીઠું સ્મરણ છે તે આપી દઉં. અમારૂં જીવન તો વાચનારે જાણ્યું ફાર્મમા ખાટલા જેવી વસ્તુ ન હતી. પણ ગોખલેજીને સારૂ એક માગી આણ્યો. તેમને સંપુર્ણ એકાંત રહે એવી કોટડી ન હતી. બેસવાને નિશાળના બાંકડા હતા. આવી સ્થિતિમાયે નાજુક શરીરવાળા ગોખલેજીને

ફાર્મ પર લાવ્યા વિના કેમ ચાલે? તેમ તેઓ તે જોયા વિના પણ શેના રહે? મારા મનમા એમ હતુ કે તેમનું શરીર એક રાતની અગવડ સહન કરી શકશે ને તેઓ સ્ટેશનથી ફાર્મ સુધી — દોઢેક માઇલ — ચાલી પણ શકશે. મેં પૂછી મૂક્યું હતું ને પોતાની સરળતાને લીધે તેમણે વગરવિચાર્યે મારા પર વિશ્વાસ રાખીને બધી વ્યવસ્થા કબૂલ કરી લીધી હતી ભોગજોગે તે જ દિવસે વરસાદ પણ આવ્યો મારાથી પણ એકાએક કશો ફેરફાર ન થઇ શકે તેમ હતું. આમ અજ્ઞાનમય પ્રેમને લીધે મેં તે દિવસ તેમને જે કષ્ટ આપ્યું તે કદિ વિસર્યો નથી. આટલો બધો ફેરફાર સહન ન જ થાય. તેમને તો ટાઢ ચડી. તેમને ખાવાને રસોડે ન લઇ જઇ શકાય મિ૦ કૅલનબૅકની ઓરડીમા તેમને ઉતારો આપ્યો હતો ત્યા જમવાનું પહોચાડતા ટકુ તો થાય જ તેમને સારૂ હુ ખાસ 'સૂપ' બનાવતો. ભાઇ કોતવાલ ખાસ લોટની રોટી બનાવતા પણ તે ગરમ કેમ રહી શકે? જેમ તેમ કરી સકેલ્યુ. તેમણે મને કંઇ જ ન સંભળાવ્યુ. પણ તેમના ચહેરા ઉપરથી હું સમજી ગયો ને મારી મૂર્ખતા પણ સમજી ગયો જ્યારે તેમણે જાણ્યુ કે અમે બધા ભોંય ઉપર સૂતા હતા ત્યારે તેમણે પોતાને સારૂ ખાટલો હતો તે દૂર કરાવી પોતાની પથારી પણ ભોંય ઉપર કરાવી એ રાત્રિ મેં પશ્ચાત્તાપમા ગાળી. ગોખલેને એક ટેવ હતી જેને હું કુટેવ કહેતો. તે નોકરનો જ ચાકરી લેતા આવી મુસાફરીમા નોકરને સાથે ફેરવતા નહિ. મિ૦ કૅલનબૅક, મે, તેમના પગ ચાંપવા દેવા બહુ વિનવ્યા. તે એકના બે ન થયા. અમને સ્પર્શ સરખો ન કરવા દીધો ઉલટા અરધા ખીજમા અને અરધા હાસીમા કહે: "તમે બધા એમ જ સમજતા લાગો છો કે દુઃખ ને અગવડ ભોગવવા

એક તમે જ જન્મ્યા છો ને અમારા જેવા તમારે પંપાળવા સારૂ જ જન્મ્યા છીએ. આ તારી અતિશયતાની સજા આજે તું પૂરી ભોગવી લે. હું તને મારો સ્પર્શ જ નહિ કરવા દઉં. તમે બધા નિત્યક્રિયા કરવા દૂર જશો ને મારે સારૂ તમે પેટી રાખશો એમ કે ? હું ગમે તેટલી અગવડ ભોગવીશ, પણ તમારો ગર્વ ઉતારીશ." વચન તો વજ્રસમ હતા. કૅલનબૅક અને હું ખિન્ન થયા. પણ તેમના મુખ ઉપર હાસ્ય હતું એટલું આશ્વાસન હતું. અર્જુને કૃષ્ણને અજાણપણે બહુયે દૂભવ્યા હશે એ કંઇ કૃષ્ણે યાદ રાખ્યું હોય ? ગોખલેએ તો સેવાનો ભાવ જ યાદ રાખ્યો. સેવા તો કરવા ન જ દીધી. તેમનો મોબાસાથી લખેલ પ્રેમળ કાગળ મારી છાતીમા કોતરાઇને અંકિત છે. તેમણે દુઃખ વેઠયું પણ જે સેવા અમે કરી શકતા હતા તે છેવટ લગી ન જ કરવા દીધી. ખાવાનું વગેરે તો અમારે હાથે ન લે તો જાય કયા ?

બીજે દિવસે સવારે ન આરામ લીધો પોતે, ન દીધો અમને. પોતાના ભાષણો જે અમે પુસ્તક રૂપે છાપવાના હતા તે બધાં સુધાર્યાં. કંઇક પણ લખવાનું હોય ત્યારે તેમને આંટા મારી તે વિચારી લેવાની ટેવ હતી. એક નાનો સરખો કાગળ લખવાનો હતો મેં માન્યું કે તે તો તુરત લખી નાખશે. પણ નહિ, મેં ટીકા કરી એટલે મને વ્યાખ્યાન મળ્યું "મારૂ જીવન તું શેનો જાણે ? હું નાનામા નાની વસ્તુ પણ ઉતાવળે નથી કરતો; તેનો વિચાર કરૂં, તેનું મધ્યબિંદુ વિચારૂં; વિષયને લગતી ભાષા વિચારૂં ને પછી લખું. એમ બધા કરે તો કેટલો વખત બચી જાય ? ને પ્રજા પણ આજે તેને જે અધકચર્યાં વિચારો મળી રહ્યા છે તેના મારમાંથી બચે."

જેમ ગોખલેની મુલાકાતના વર્ણન વિના ટૉલ્સ્ટૉય ફાર્મનાં સ્મરણો અધૂરાં ગણાય તેમ કૅલનબૅકની રહેણીને વિષે કહી શકાય. એ નિર્મળ પુરુષનો પરિચય હું આગળ કરાવી ગયો છું. મિ૦ કૅલનબૅકનું ટૉલ્સ્ટૉય ફાર્મમાં આપણા લોકોના સમુદાયમા તેના જેવા જ થઈને રહેવું એ જ આશ્ચર્યકારક વસ્તુ હતી. ગોખલે સામાન્ય વસ્તુથી આકર્ષાય એવા ન હતા. પણ કૅલનબૅકના જીવનના મહાન પરિવર્તનથી એ પણ અત્યંત આકર્ષાયા હતા. કૅલનબૅકે કોઇ દહાડો ટાઢતડકો સહન કર્યાં જ નહોતા. એક પણ પ્રકારની અગવડ ન ભોગવેલી. એટલે કે સ્વચ્છંદને ધર્મ કરી મૂક્યો હતો. દુનિયાના વૈભવો ભોગવવમાં કશી ઊણપ નહોતી રાખી. દ્રવ્ય જે વસ્તુ મેળવી શકે તે વસ્તુ પોતાના સુખને સારૂ મેળવવામાં તેણે કદિ પાછી પાની ન કરી હતી.

આવા માણસનુ ટૉલ્સ્ટૉય ફાર્મમાં રહેવું અને સૂવુંબેસવું, ખાવુંપીવું અને ફાર્મવાસીઓની સાથે ઓતપ્રોત થઇ જવું એ જેવીતેવી વસ્તુ ન હતી. આપણા લોકોને આનું સાનંદાશ્ચર્ય થયું અને કેટલાક ગોરાઓએ મિ૦ કૅલનબૅકને 'મૂરખ' અથવા તો દીવાના ગણી મૂક્યા. બીજા કેટલાકનું તેની ત્યાગ કરવાની શક્તિને લીધે તેમના પ્રત્યેનું માન વધ્યું. કૅલનબૅકે પોતાના ત્યાગને કદિ દુઃખરૂપ ન માન્યો. જેટલો આનંદ તેમણે પોતાના વૈભવમાથી મેળવ્યો તેના કરતા વિશેષ તેમને તેમના ત્યાગમાથી મળ્યો. સાદાઇના સુખનું વર્ણન કરતા તે તેમાં તલ્લીન થઇ જતા અને ઘણીવાર તો સાંભળનારને પણ એ સુખ ભોગવવાની ઇચ્છા થઇ જતી. નાનાંમોટાં બધાંની સાથે એ એટલા પ્રેમથી ભળી જતા કે તેમનો અલ્પ વિયોગ પણ સૌને સાલ્યા વિના ન રહે. ફળઝાડોનો અત્યંત શોખ હોવાથી માળીનું કામ મિ૦ કૅલનબૅકે પોતાના

હાથમાં રાખ્યુ હતું. અને હમેશાં સવારે બાળકો અને મોટાંઓની પાસેથી ફળઝાડોને સમારવાનું કામ લેતા. મહેનત પૂરી કરાવે અને છતાં તેમની સાથે કામ કરવું સૌને ગમે એવો હસમુખો ચહેરો અને આનંદી સ્વભાવ એમનો હતો. જ્યારે જ્યારે સવારના બે વાગ્યે ઊઠીને ટૉલ્સ્ટૉય ફાર્મથી જોહૅનસબર્ગની મુસાફરી કરનારા નીકળે ત્યારે ત્યારે મિ૦ કૅલનબૅક એ ટોળીમાં હોય જ.

એમની સાથે ધાર્મિક સંવાદો હમેશાં થાય. મારી પાસે અહિંસા, સત્ય ઇત્યાદિ યમો સિવાય બીજી વાત તો શી હોઇ શકે? સર્પાદિ જાનવરોને મારવામા પાપ છે એ વાતથી પ્રથમ તો જેમ મારા બીજા અનેક યુરોપિયન મિત્રોને થયું તેમ મિ૦ કૅલનબૅકને પણ આઘાત પહોંચ્યો. પણ છેવટે તાત્ત્વિક દૃષ્ટિએ એ સિદ્ધાંત તેમણે કબૂલ કર્યો. જે વસ્તુનો બુદ્ધિ સ્વીકાર કરે તે વસ્તુનો અમલ કરવો યોગ્ય છે અને ધર્મ છે એમ તેમણે અમારા સંબંધના આરંભમાં જ સ્વીકારી લીધું હતું. અને તેથી જ તેઓ પોતાના જીવનમાં મહત્ત્વના ફેરફારો એક ક્ષણમાં વગરસંકોચે કરી શકયા હતા. હવે જો સર્પાદિને મારવા એ અયોગ્ય હોય તો તેમની મિત્રતા કેળવવાની મિ૦ કૅલનબૅકને ઇચ્છા થઇ. પ્રથમ તો જુદી જુદી જાતના સર્પોની ઓળખ કરવાની ખાતર સર્પો વિષેનાં પુસ્તકો તેમણે એકઠાં કર્યાં. તેમાં તેમણે જોયું કે બધા સર્પો ઝેરી નથી હોતા. અને કેટલાક તો ખેતરોના પાકની રક્ષા કરનારા હોય છે. અમને બધાને સર્પોની ઓળખ કરતાં શીખવ્યું અને છેવટે એક જબરદસ્ત અજગર જે ફાર્મમાંથી મળી આવ્યો હતો તેને પાળ્યો. એને હમેશાં પોતાને હાથે ખાવાનું આપે. નરમાશથી મેં મિ૦ કૅલનબૅકની

સાથે દલીલ કરી કે "જો કે તમારો ભાવ શુદ્ધ છે, છતાં અજગર તેને ન ઓળખી શકે, કેમકે તમારી પ્રીતની સાથે ભય રહેલો છે. એને છૂટો રાખી એની સાથે ગેલ કરવાની તમારી કે મારી કોઈની હિંમત નથી. અને જે વસ્તુ આપણે કેળવવા ઇચ્છીએ છીએ એ તો એવા પ્રકારની હિંમત. તેથી આ સર્પને પાળવામાં હું સદ્ભાવ જોઉં છું પણ તેમાં અહિંસા નથી. આપણું કાર્ય તો એવું હોવું જોઈએ કે જેને એ અજગર ઓળખી શકે. પ્રાણીમાત્ર ભય અને પ્રીતને ઓળખે છે એવો તો આપણો હમેશનો અનુભવ છે. વળી એ સર્પને તમે ઝેરી તો માનતા જ નથી. એની રીતભાત, એની ટેવો ઇત્યાદિ જાણવાને ખાતર એને કેદ કરેલો છે. એ એક પ્રકારનો સ્વચ્છંદ છે. મૈત્રીમાં એને પણ સ્થાન નથી."

મિ૰ કૅલનબૅક આ દલીલને સમજ્યા. પણ એ અજગરને ઝટપટ છૂટો કરવાની એમને ઇચ્છા ન થઇ. મેં કશા પ્રકારનું દબાણ તો નહોતું જ કર્યું. સર્પના વર્તનમાં હું પણ રસ લેતો હતો અને બાળકો તો અત્યંત આનંદ લઈ રહ્યા હતા. તેની પજવણી કરવાની સૌને મનાઇ હતી. પણ આ કેદી પોતે જ પોતાનો રસ્તો કાઢી રહ્યો હતો. પાંજરાનું બારણું ઉઘાડું રહી ગયું હશે કે યુક્તિથી પોતે તેને ખોલી શક્યો હશે, ગમે તે કારણ હોય—બે ચાર દિવસની અંદર જ એક સવારે મિ૰ કૅલનબૅક તેના કેદી મિત્રની મુલાકાત લેવા જાય છે તો તેમણે પાંજરું ખાલી જોયું. એ રાજી થયા, અને હું પણ રાજી થયો. પણ આ અખતરાથી સર્પ એ અમારી વાતનો હમેશનો વિષય થઇ પડ્યો હતો. મિ૰ કૅલનબૅક એક ગરીબ જર્મનને ફાર્મ પર લાવ્યા હતા. એ ગરીબ હતો તેમ અપંગ પણ હતો. તેની ખુંધ એટલી બધી

વળી ગઇ હતી કે લાકડીના ટેકા વિના તે ચાલી જ ન શકે. તેની હિંમતનો પાર ન હતો. શિક્ષિત હોવાથી સૂક્ષ્મ વાતોમા બહુ રસ લેતો. ફાર્મમા તે પણ હિંદીઓના જેવો જ થઇને સહુની સાથે હળીમળીને રહેતો. તેણે નિર્ભયપણે સર્પોની સાથે ખેલવું શરૂ કર્યું અને નાનકડા સર્પોને પોતાના હાથમા લઇ આવે, અને હથેળી ઉપરે રમાડે પણ ખરો જો ફાર્મ લાંબા વખત સુધી ચાલ્યું હોત તો આ જર્મન જેનું નામ ઑલ્બર્ટ હતું તેના અખતરાનું શું પરિણામ આવત તે તો દૈવ જાણે.

આ અખતરાઓને પરિણામે જો કે સર્પ બાબતનો ભય ઓછો થયો છતા કોઇ એમ ન માને કે ફાર્મની અંદર કોઇને સર્પનો ભય જ ન હતો અથવા તો સર્પાદિને મારવાની સહુને મનાઇ હતી. અમુક વસ્તુમા હિંસા છે અથવા પાપ છે એ એક સ્થિતિ છે અને તે પ્રમાણે આચરણ કરવાની શક્તિ હોવી એ બીજી સ્થિતિ છે. જેનામા સર્પનો ભય રહ્યો છે, અને જે પોતે પ્રાણત્યાગ કરવા તૈયાર નથી તે ભીડમા આવ્યે સર્પને છોડવાનો નથી ફાર્મમા એવો એક કિસ્સો બન્યો હતો તે મારા સ્મરણમાં છે. ત્યા સર્પોનો ઉપદ્રવ ઠીક હતો એમ તો વાચનારે કલ્પી લીધું હશે. આ ફાર્મમા જ્યારે અમે ગયા ત્યારે કાઇ જ વસ્તી ન હતી. અને કેટલોક કાળ થયા તે નિર્જન હતું. એક દિવસ મિ૦ કૅલનબૅકની જ કોટડીમા એક સર્પ એવી જગ્યાએ જોવામાં આવ્યો કે જ્યાથી તેને ભગાડવો અથવા પકડવો અસંભવિત જેવું લાગ્યું. ફાર્મના એક વિદ્યાર્થીએ તેને જોયો. મને બોલાવ્યો અને પૂછ્યું કે હવે શુ કરવું? મારવાની તેણે પરવાનગી માગી એ પરવાનગી વિના સર્પને તે મારી શકતો હતો, પણ સામાન્ય રીતે વિદ્યાર્થીઓ કે બીજાઓ પણ આવું પગલુ મને પૂછ્યા વિના ન ભરે.

મારવાની રજા દેવાનો હું ધર્મ સમજ્યો અને મેં રજા દીધી. આ લખતી વેળાએ પણ મને એમ નથી લાગતું કે મેં રજા દેવામાં કાંઇ પણ ખોટું કર્યું હતું. સર્પને હાથે પકડવાની અથવા ફાર્મવાસીઓને બીજી કોઈ પણ રીતે નિર્ભય કરવાની મારામા શક્તિ ન હતી અને આજ લગી તે કેળવી શકયો નથી.

ફાર્મમા સત્યાગ્રહીઓની ભરતીઓટ થયાં કરે એ વાંચનાર સહેજે સમજી શકશે. કેદમાં જનારા અને કેદમાથી છૂટેલા એવા સત્યાગ્રહીઓ કોઇ ને કોઇ હોય જ. તેમાંના બે એવા આવી પહોંચ્યા કે જેમને માજીસ્ટ્રેટે જાતમુચલકા પર છોડયા હતા. અને જેઓને સજા સાંભળવાને સારૂ બીજે દિવસે હાજર રહેવાનું હતું. વાતો કરતા બેઠા હતા ત્યા જે છેલ્લી ટ્રેન લેવાની હતી તેનો સમય ભરાઇ જવા આવ્યો અને ટ્રેન પકડી શકાશે કે નહિ એ પ્રશ્ન થઇ પડયો. બન્ને જુવાનિયા હતા અને કસરતમા કુશળ હતા. તેઓ અને અમે કેટલાક વળાવનારા દોડયા. રસ્તામાં જ ટ્રેન આવવાની સીટી મેં સાભળી; ટ્રેન ચાલવાની સીટી થઇ ત્યાં અમે સ્ટેશનની બહાર લગી પહોંચ્યા. આ બન્ને ભાઇઓ તો વધારે ને વધારે દોડતા જ જાય. હું પાછળ પડી ગયો. ટ્રેન ચાલી. આ બંનેને દોડતા જોઇ સ્ટેશનમાસ્તરે ચાલતી ટ્રેનને રોકી આ જુવાનોને બેસાડી લીધા. મેં પહોંચીને તેનો ઉપકાર માન્યો. આ વર્ણન આપતા હું બે વસ્તુ જણાવી ગયો છું. એક સત્યાગ્રહીઓની જેલમા જવાની અને પોતાની પ્રતિજ્ઞા પાળવાની ધગશ અને સ્થાનિક અમલદારોની સાથે સત્યાગ્રહીઓએ કેળવેલો મીઠો સંબંધ. આ જુવાનિયા જો એ ટ્રેન ન પકડી શકયા હોત તો બીજે દિવસે કોર્ટમાં હાજર ન રહી શકત. તેઓના કોઇ બીજા

જામીન નહિ હતા, કે નહોતા તેઓની પાસે કંઇ પૈસા મૂકાવ્યા. માત્ર તેઓની સારમાણસાઇ પર છોડેલા. સત્યાગ્રહીઓની શાખ એવી પડી ગઇ હતી કે તેઓ જેલમાં જવાને આતુર હોવાથી તેઓની પાસેથી જામીન લેવાની જરૂર કોર્ટના અમલદારો ન માનતા. આ કારણથી જુવાન સત્યાગ્રહીઓને ટ્રેન ચૂકવાના ભયથી ઘણો ખેદ થયો હતો, તેથી તેઓ પવનવેગે દોડયા. સત્યાગ્રહના આરંભમાં અમલદારો તરફનો કંઇક ત્રાસ હતો એમ કહી શકાય. જેલના અમલદારો કોઇ કોઇ જગ્યાએ અતિશય કડક હતા એમ પણ કહી શકાય. પણ જેમ જેમ લડત આગળ વધતી ગઇ તેમ તેમ એકંદરે અમે જોયું કે અમલદારો ઓછા કડવા થયા અને કેટલાક મીઠા પણ થયા. અને જ્યાં તેઓ જોડે લાંબો પ્રસંગ થતો હતો ત્યા આ સ્ટેશનના અમલદારની માફક મદદ કરતા પણ થયા. કોઇ વાંચનાર એમ ન માને કે સત્યાગ્રહીઓ અમલદારોને કોઇ પ્રકારની લાંચ આપીને તેમની પાસેથી સગવડ મેળવતા હતા. એવી અયોગ્ય સગવડ મેળવવાની કદિ ધારણા જ નહોતી રાખી. પણ સભ્યતાની સગવડ લેવાની કોને હોંશ ન હોય? અને તેવી સગવડો સત્યાગ્રહીઓ ઘણી જગ્યાએ મેળવી શક્યા હતા. સ્ટેશનમાસ્તર ઉલટો થાય તો નિયમોની હદમાં રહેવા છતાં ઘણી કનડગત કરી શકે. આવી કનડગતની સામે ફરિયાદ પણ ન થઇ શકે અને સવળો થાય તો નિયમોની અંદર રહેવા છતાં ઘણી સગવડો આપી શકે. આવી બધી સગવડો અમે આ ફાર્મની નજીકના લૉલી સ્ટેશનના સ્ટેશનમાસ્તર પાસેથી મેળવી શક્યા હતા. અને તેનું કારણ સત્યાગ્રહીઓનો વિવેક અને તેઓનું ધૈર્ય તથા દુઃખ સહન કરવાની શક્તિ હતી.

એક અપ્રસ્તુત પ્રસંગની નોંધ અહીં લેવી અયોગ્ય નહિ ગણાય. મને ખોરાકના સુધારા અને અખતરાઓ ધાર્મિક, આર્થિક અને આરોગ્યની દૃષ્ટિએ કરવાનો શોખ લગભગ ૩૫ વરસ થયા છે. એ શોખ હજીયે મંદ પડયો નથી. એ અખતરાઓની અસર મારી આસપાસનાઓ ઉપર તો પડે જ એ અખતરાઓની સાથે સાથે દવાઓની મદદ લીધા વિના કુદરતી—જેવા કે પાણીના અને માટીના—ઉપચારોથી દરદ મટાડવાના અખતરાઓ પણ હું કરતો. વકીલાત કરતો તે વખતે અસીલોની સાથે મારો સંબંધ કૌટુંબિક જેવો થઇ જતો તેથી તેઓ પોતાના સુખદુઃખમા મને ભાગીદાર બનાવતા. કેટલાક આરોગ્ય વિષેના મારા અખતરાઓથી માહિતગાર હોઇ તે વિષયમા મારી મદદ લેતા. ટૉલ્સ્ટૉય ફાર્મ પર આવી મદદ લેનારા કોઇ કોઇ વખત ચઢી આવતા. આમાનો એક ઉત્તર હિંદુસ્તાનનો પ્રથમ ગિરમિટમા આવેલો લુટાવન નામનો બુઢ્ઢો અસીલ હતો. તેની ઉમર ૭૦ વરસ ઉપરની હશે તેને ઘણા વરસનો દમ અને ઉધરસનો વ્યાધિ હતો. વૈદોની ફાકી અને દાક્તરોની બાટલીનો તેણે પુષ્કળ અનુભવ મેળવ્યો હતો એ વખતના મારા ઉપચારો વિષેના મારા વિશ્વાસનો પણ પાર ન હતો જો મારી બધી શરતોનું પાલન કરે અને ફાર્મ ઉપર રહે તો તેની ઉપર મારા અખતરા અજમાવવાનું મે કબૂલ કર્યું તેમની દવા કરવાનું મેં કબૂલ કર્યું એમ તો કેમ જ કહી શકાય ! તેણે મારી શરતો કબૂલ કરી. લુટાવનને તમાકુનું ભારે વ્યસન હતું તમાકુ છોડવી એ શરતોમાની એક શરત હતી. લુટાવનને એક દિવસનો ઉપવાસ કરાવ્યો. હમેશા બાર વાગે તડકામા કુહની બાથ આપવાનો આરંભ કર્યો. ત્યારની ઋતુ તડકામા બેસી શકાય તેવી હતી.

ખોરાકમા થોડો ભાત, થોડું ઑલીવ ઑઇલ (જેતુનનું તેલ) મધ અને મધ સાથે કોઈ વખતે ખીર અને મીઠી નારંગી અથવા દ્રાક્ષ તથા ભૂંજેલા ઘઉની કાફી, નીમક અને મસાલા માત્ર બંધ હતા. જે મકાનમા હું સૂતો તે જ મકાનમા પણ અંદરના ભાગમા લુટાવનની પથારી હતી. પથારીમા બધાને બે કામળા રહેતા. એક પાથરવાનો અને એક ઓઢવાનો; અને લાકડાનો તકિયો. એક અઠવાડિયું ગયું લુટાવનના શરીરમાં તેજ આવ્યું. દમ ઓછો થયો. ખાસી પણ ઓછી થઇ. પણ રાતના દમ અને ખાસી બન્ને ઉપડે. મને તમાકુ વિષે શક ગયો મેં તેને પૂછ્યુ. લુટાવને કહ્યુંઃ "હું નથી પીતો." એક બે દિવસ ગયા. હજુ ફેર ન પડ્યો એટલે લુટાવનને છૂપી રીતે તપાસવાનો મેં નિશ્ચય કર્યો. બધા ભોય પર સૂએ, સર્પાદિનો ભય તો ખરો જ તેથી મિ૦ કૅલનબૅકે મને વિજળીની ચોરબત્તી આપી હતી અને પોતે પણ એક રાખતા. એ મશાલ પાસે રાખીને હું સૂતો. એક રાતે પથારીમા પડયા પડયા જાગવાનો મેં નિશ્ચય કર્યો. દરવાજાની પાસે બહાર ઓશરીમા મારી પથારી હતી, અને દરવાજાની અંદર પડખે જ લુટાવનની હતી. લુટાવને મધરાતે ખાસી ખાધી, દીવાસળી સળગાવી બીડી શરૂ કરી. એટલે ધીમેથી હું તેની પથારી પાસે ઉભો અને પેલી બત્તીની ચાપ દાબી. લુટાવન ગભરાયો, સમજી ગયો, બીડી બંધ કરી બેઠો થયો અને મારા પગ ઝાલ્યા. "મૈને બડા ગુન્હા કિયા. અબ મેં કભી તમાકુ નહિ પીઉગા. આપકો મૈને ધોખા દિયા. મુઝકો આપ માફ કરેં." એમ કહેતા કહેતાં લુટાવન ગળગળો થયો. મેં આશ્વાસન આપ્યું અને કહ્યું કે બીડી નહિ પીવામા તેનો સ્વાર્થ હતો. મારી ગણત્રી પ્રમાણે ખાસી મટવી જ જોઇતી હતી તે ન

મટી તેથી મને શક ગયો. લુટાવનની બીડી ગઈ અને તેની સાથે બે કે ત્રણ દિવસમાં દમ અને ખાસી મોળાં પડ્યાં, અને એક માસની અંદર બન્ને બંધ થયા. લુટાવનમાં ખૂબ તેજ આવ્યું, અને તેણે વિદાયગિરી માગી.

સ્ટેશનમાસ્તરના દીકરાને — બે વર્ષનો હશે — ટાઇફોઇડ તાવ હતો. તેને પણ મારા ઉપચારોની ખબર હતી જ. મારી સલાહ માગી. એ બાળકને મે પહેલે દિવસે તો કાંઇ જ ખાવાનું ન આપ્યું. અને બીજે દિવસથી અરધું કેળું — ખૂબ છૂંદેલું, તેમાં એક ચમચી ઑલીવ ઑઇલ અને થોડા લીંબુના ટીપાં એ સિવાય બીજો બધો ખોરાક બંધ. એ બચ્ચાને પેટે રાત્રે માટીના પાટા બાંધ્યા. એને પણ આરામ થઇ ગયો. એમ હોઇ શકે કે દાક્તરોનું નિદાન ખોટું હતું અને એ તાવ ટાઇફોઇડ ન હતો.

આવા તો ઘણાયે અખતરા મે ફાર્મમા કરેલા. એકેમાં નિષ્ફળતા થઇ એવું સ્મરણ નથી. પણ આજે એ જ ઉપચારો કરવાની મારી હિંમત ન ચાલે. ટાઇફોઇડ થએલા દરદીને ઑલીવ ઑઇલ અને કેળું આપતા તો મને ધ્રૂજારી જ છૂટે. ૧૯૧૮માં હિંદુસ્તાનમા મને મરડો થયો તેનો જ ઉપાય હું નહોતો કરી શક્યો. અને આજ લગી મને ખબર નથી કે જે ઉપચારો દક્ષિણ આફ્રિકામા સફળ થતા હતા તે જ ઉપચારો એટલે અંશે અહીં સફળ નથી થતા તેમાં મારા આત્મવિશ્વાસની ન્યૂનતા હશે કે અહીંના વાતાવરણને તે ઉપચારો પૂરા અનુકૂળ નહિ હોય, એ હશે. એટલું જ હું જાણું છું કે આવા ઘરગથ્થુ ઉપચારોથી અને ટૉલ્સ્ટૉય ફાર્મમા દાખલ કરેલ સાદાઇથી કોમના કંઈ નહિ તોયે બે ત્રણ લાખ રૂપિયા બચી ગયા,

રહેનારાઓમાં કૌટુંબિક ભાવના ઉત્પન્ન થઇ, સત્યાગ્રહીઓને શુદ્ધ આશ્રયસ્થાન મળ્યુ, અપ્રામાણિકતા અને દંભને અવકાશ ન રહ્યો; મગ અને કાકરી નોખાં પડી ગયાં.

ઉપરના કિસ્સાઓમા આવી ગએલ ખોરાકના અખતરા આરોગ્યની દૃષ્ટિએ થએલા પણ આ ફાર્મની અંદર જ મેં મારી ઉપર એક અત્યંત અગત્યનો અખતરો કર્યો. તે કેવળ આધ્યાત્મિક દૃષ્ટિએ થએલો.

નિરામિષ ભોજન કરનાર તરીકે દૂધ લેવાનો અધિકાર આપણને કેટલો છે અથવા નથી તેનો વિચાર તો મેં ખૂબ કરેલો, તે વિષે ખૂબ વાચેલું પણ. પણ ફાર્મમાં રહેતી વખતે મારા હાથમા કાઇ પુસ્તક અથવા તો છાપુ આવેલું તેમા મેં જોયું કે કલકત્તામાં ગાયભેંસોને નીચોવીને તેનું દુધ કાઢવામાં આવે છે. એ લખાણમાં ફૂંકવાની ઘાતકી અને ભયાનક ક્રિયાનું પણ વર્ણન હતું. એક સમયે મિ૰ કૅલનબૅકની સાથે દૂધ લેવાની આવશ્યકતા વિષે ચર્ચા ચલાવી રહ્યો હતો તેને અંગે આ ક્રિયાની વાત પણ મેં કરી. દૂધના ત્યાગના બીજા કેટલાક આધ્યાત્મિક ફાયદાઓ પણ મેં વર્ણવ્યા, અને દૂધનો ત્યાગ થઈ શકે તો સારૂં એમ પણ મેં કહ્યું. મિ૰ કૅલનબૅક અતિશય સાહસિક હોવાથી દૂધ છોડવાનો અખતરો કરવા તુરત તૈયાર થઇ ગયા. તેમને મારી કરેલી વાત બહુ પસંદ પડી. અને તે જ દિવસે અમે બન્નેએ દૂધ છોડયું, અને છેવટે અમે બન્ને જણા કેવળ સૂકા અને લીલા ફળની ઉપર આવીને ઉભા. રાધેલો ખોરાક પણ બંધ કર્યો. એ અખતરાનો અંત શું આવ્યો એનો ઇતિહાસ આપવાનું આ સ્થળ નથી, પણ એટલું તો કહી જાઉં કે કેવળ ફળાહાર

ઉપર જ હું પાચ વર્ષ સુધી રહ્યો તેથી મેં નથી અનુભવી નબળાઇ કે નથી અનુભવ્યો કોઈ પણ જાતનો વ્યાધિ વળી એ દરમ્યાન મારામા શારીરિક કામ કરવાની સંપૂર્ણ શક્તિ હતી, તે એટલે સુધી કે હું એક દિવસની અદર પગે ચાલીને ૫૫ માઇલની મુસાફરી કરી શક્યો હતો — ૪૦ માઇલની મુસાફરી સહેજ વાત હતી. એ અખતરાના આધ્યાત્મિક પરિણામ ઘણા સુંદર આવ્યાં હતાં એવો મને દૃઢ વિશ્વાસ છે. એ અખતરાનો થોડે અંશે ત્યાગ કરવો પડયો એનુ મને હમેશાં દુઃખ રહ્યુ છે અને જો હું રાજપ્રકરણી વ્યવસાયોમા જેટલે દરજ્જે ગૂથાએલો પડયો છું તેમાથી મુક્ત થઇ શકું તો ફરીથી આટલી ઉમ્મરે અને શરીરને જોખમે આધ્યાત્મિક પરિણામ તપાસવાને ખાતર આજે પણ એ અખતરો હું કરી જોઉં. દાક્તરો અને વૈદોમા આધ્યા-ત્મિક દૃષ્ટિનો અભાવ એ પણ મારા માર્ગમા અમને વિઘ્નકર્તા થઇ પડેલ છે.

પણ હવે આ મધુર અને અગત્યના સ્મરણોની સમાપ્તિ થવી જોઇએ. આવા સખત પ્રયોગો આત્મશુદ્ધિની લડતને અંગે જ થઈ શકે. છેવટના યુદ્ધને સારૂ ટૉલ્સ્ટૉય ફાર્મ એ આધ્યાત્મિક શુદ્ધિનુ અને તપશ્ચર્યાનું સ્થાન નીવડયુ. જો આવું સ્થાન ન મળ્યું હોત અથવા ન મેળવ્યું હોત તો આઠ વરસ સુધી લડત ચાલી શકત કે નહિ, વધારે પૈસા મળી શકત કે નહિ, અને છેવટે જે હજારો માણસોએ લડતમા ભાગ લીધો એ એ ભાગ લેત કે નહિ એ વિષે મને સપૂર્ણ શંકા છે ટૉલ્સ્ટૉય ફાર્મની નોબત વગાડવાનો નિયમ રાખ્યો જ નહોતો. એમ છતા જે વસ્તુ દયાને પાત્ર ન હતી તે વસ્તુએ લોકોના દયાભાવને જાગ્રત કર્યો, પોતે જે વસ્તુ કરવાને તૈયાર નથી અને જેને પોતે દુઃખ

માને છે તે વસ્તુ ફાર્મવાસીઓ કરી રહ્યા છે એમ લોકોએ માન્યું. આ તેઓનો વિશ્વાસ એ ૧૯૧૩ની સાલમાં જે મોટા પાયા ઉપર ફરી લડાઇ શરૂ થઇ તેને સારૂ ભારે મૂડીરૂપ થઇ પડ્યો. એવી મૂડીના વળતરનો હિસાબ નથી થઇ શકતો. વળતર ક્યારે મળે છે તે પણ કોઇ કહી જ ન શકે. પણ મળે જ છે એને વિષે મને તો શંકા નથી જ અને કોઇ શંકા ન કરે.

## પ્રકરણ ૧૨ મું

### ગોખલેનો પ્રવાસ

આમ ટૉલ્સ્ટૉય ફાર્મમાં સત્યાગ્રહીઓ પોતાનું જીવન ગાળી રહ્યા હતા, અને પોતાને નશીબે જે કાંઇ નિર્માયું હોય તેને માટે તૈયાર થઇ રહ્યા હતા. ક્યારે લડત પૂરી થશે તેની તેઓને ખબર ન હતી, ન તેની ચિંતા હતી. તેઓની પ્રતિજ્ઞા એક જ હતી. કાળા કાયદાને વશ ન થવું અને તેમ કરતાં જે કાંઇ દુ:ખ પડે તે સહન કરવું. લડવૈયાને સારૂ લડવું એ જ જીત છે, કારણ કે તેમા જ તે સુખ માને છે, અને લડવાનું પોતાને હાથ હોવાથી હારજીતનો આધાર અને સુખદુ:ખનો આધાર પોતાની ઉપર રહે છે. અથવા તો દુ:ખ અને પરાજય જેવી વસ્તુ તેના શબ્દકોષમાં હોતાં નથી ગીતાના શબ્દોમાં કહીએ તો તેને સુખ-દુ:ખ, હારજીત સમાન છે.

છૂટાછવાયા સત્યાગ્રહી કેદમાં જતા હતા. એવો પ્રસંગ ન આવતો હોય ત્યારે ફાર્મની બાહ્ય પ્રવૃત્તિ જોઇને કોઇ એમ માને નહિ કે અહીં સત્યાગ્રહીઓ રહેતા હશે, અથવા તેઓ લડાઇની તૈયારી કરી રહ્યા હશે, તે છતા કોઇ નાસ્તિક આવી ચડે ત્યારે મિત્ર હોય તો અમારી ઉપર દયા આણે અને ટીકાકાર હોય તો અમને નિંદે. "આળસ ચડયું છે તેથી અને જંગલમાં પડ્યા

પડ્યાં રોટલો ખાઓ છો, જેલથી હારી ગયા છો, તેથી સુંદર ફળવાડીમાં વસી નિયમિત જીવન ગાળી શહેરની જંજાળમાંથી છૂટી ભોગ ભોગવી રહ્યા છો.” આવા ટીકાકારને કેમ કરી સમજાવાય કે સત્યાગ્રહી અયોગ્ય રીતે નીતિનો ભંગ કરી જેલમાં જઈ શકતો જ નથી. એને કોણ સમજાવે કે સત્યાગ્રહીની શાંતિમાં, તેના સંયમમાં લઢાઈની તૈયારી છે. એને કોણ સમજાવે કે સત્યાગ્રહીએ મનુષ્યસહાયનો વિચાર સુદ્ધાં છોડી કેવળ ઈશ્વરનો જ આશરો લીધેલો હોય છે. પરિણામ પણ એવું આવ્યું કે કોઈએ નહોતા ધાર્યા એવા સંજોગો આવી ચઢ્યા. અથવા ઈશ્વરે મોકલ્યા. નહોતી ધારી એવી મદદ પણ આવી પડી. અને અણધાર્યે કસોટી આવી અને છેવટે દુનિયા સમજી શકે એવો બાહ્ય વિજય પણ થયો.

દક્ષિણ આફ્રિકામા આવીને હિંદની સ્થિતિનો અભ્યાસ કરવા હું ગોખલેને અને બીજા નેતાઓને વિનવી રહ્યો હતો. પણ કોઈ આવશે કે નહિ એ વિષે મને સંપૂર્ણ શંકા હતી. મિ૦ રિચ કોઈ પણ નેતાને મોકલવાની કોશીશ કરી રહ્યા હતા. પણ જ્યારે લઢાઈ છેક મંદ પડી ગઈ હોય તેવે સમયે આવવાની હિંમત કોણ કરે ? સન ૧૯૧૧ની સાલમાં ગોખલે વિલાયતમાં હતા, તેમણે દક્ષિણ આફ્રિકાની લડતનો અભ્યાસ તો કરેલો જ હતો. વડી ધારાસભાઓમાં ચર્ચાઓ પણ કરી હતી, અને ગિરમિટિયાઓને નાતાલ મોકલવાનું બંધ કરવાનો ઠરાવ પણ ધારાસભામાં લાવ્યા હતા, જે પાસ થયો હતો. તેમની સાથે મારો પત્રવ્યવહાર ચાલુ જ હતો. હિંદી વજીરની સાથે તેઓ મસલતો પણ ચલાવી રહ્યા હતા, અને દક્ષિણ આફ્રિકા આવી આખા પ્રશ્નનો અભ્યાસ કરવાની વાત હિંદી

વજીરને જણાવી હતી. વજીરે તેમનો તે ઇરાદો પસંદ કર્યો હતો. ગોખલેએ છ અઠવાડિયાના પ્રવાસની યોજના ગોઠવવા મને લખી મોકલ્યુ અને દક્ષિણ આફ્રિકા છોડવાની છેલ્લામા છેલ્લી તારીખ પણ મોકલી. અમારી ખુશાલીનો તો પાર જ ન રહ્યો. કોઈ પણ નેતાએ હજી સુધી દક્ષિણ આફ્રિકાની મુસાફરી કરી નહોતી. દક્ષિણ આફ્રિકાની તો શું પણ હિંદુસ્તાનની બહારના એક પણ સંસ્થાનની મુલાકાત ત્યા વસતા હિંદીઓની સ્થિતિ તપાસવાના હેતુથી કરી ન હતી. એટલે અમે બધા ગોખલે જેવા મહાન નેતાની મુલાકાતનું મહત્ત્વ સમજી શકયા. બાદશાહને પણ કોઇ દિવસ માન ન અપાયું હોય એવા પ્રકારનુ માન ગોખલેને આપવું એવો નિશ્ચય કરવામાં આવ્યો. દક્ષિણ આફ્રિકાના મુખ્ય શહેરોમા તેમને લઇ જવા એવો પણ ઠરાવ થયો. સત્યાગ્રહીઓ અને બીજા હિંદીઓ સ્વાગતની તૈયારીઓમાં ખુશીથી જોડાયા. આ સ્વાગતમા ગોરાઓને જોડાવાનું પણ નિમંત્રણ કરવામાં આવ્યુ અને લગભગ બધી જગ્યાએ તેઓ જોડાયા. જ્યા જ્યાં જાહેર સભાઓ થાય ત્યા ત્યા તે જગ્યાના મેયર જો કબૂલ કરે તો ઘણેભાગે તેને જ પ્રમુખસ્થાન આપવું એ પણ ઠરાવ કર્યો અને જ્યા જ્યા ટાઉનહૉલનો ઉપયોગ મળી શકે ત્યા ટાઉનહૉલમાં જ સભા ભરવી એમ નિશ્ચય થયો. મુખ્ય સ્ટેશનો પણ રેલવે ખાતાની રજા લઇ શણગારવાનું કાર્ય અમે માથે લીધું. અને ઘણાખરાં સ્ટેશનોની ઉપર શણગાર કરવાની પરવાનગી પણ મળી. સામાન્ય રીતે આવી પરવાનગી આપવામા નથી આવતી. પણ સ્વાગતની અમારી ભારે તૈયારીઓની અસર સત્તાવાળાઓની ઉપર થઇ અને તેમાં જેટલી સહાનુભૂતિ આપી શકાય તેટલી તેઓએ આપી. દાખલા તરીકે જોહૅનસબર્ગમા જ તેના રેલવે સ્ટેશન ઉપર શણગાર

કરવાને સારૂ અમે લગભગ ૧૫ દિવસ લીધા હશે. કેમકે ત્યાં એક સુંદર ચીતરેલો દરવાજો બનાવ્યો હતો.

દક્ષિણ આફ્રિકા શુ છે તેનો અનુભવ ગોખલેને વિલાયતમા જ મળ્યો. દક્ષિણ આફ્રિકાની સરકારને હિંદી વજીરે ગોખલેનો દરજ્જો, તેમનું સામ્રાજ્યમા સ્થાન ઇત્યાદિ જણાવી મૂક્યાં હતા, પણ સ્ટીમર કંપનીની ટિકીટોનું અથવા તો કેબિનની સગવડ કરવાનું કોઇને કેમ સૂઝી શકે? ગોખલેની તબિયત નાજુક તો રહે જ એટલે તેમા સારી કેબિન જોઇએ, એકાત જોઇએ. એવી કેબિન જ નથી એવો રોકડો જવાબ મળ્યો! મને બરાબર યાદ નથી કે ગોખલેએ પોતે કે તેમના કોઇ મિત્રે ઇંડિયા ઓફિસમાં ખબર આપી. કંપનીના ડિરેક્ટરને ઇંડિયા ઓફિસ તરફથી કાગળ ગયો અને નહોતી ત્યા ગોખલેને સારૂ સારામા સારી કેબિન તૈયાર થઇ! આ પ્રારંભિક કડવાશનું પરિણામ મીઠું આવ્યું. સ્ટીમરના કૅપ્ટન ઉપર પણ ગોખલેનું સુંદર સ્વાગત કરવાની ભલામણ ગઇ હતી. તેથી ગોખલેના આ મુસાફરીના દિવસો આનંદમાં ને શાંતિમા ગયા. ગોખલે જેટલા ગભીર હતા તેટલા જ આનંદી અને વિનોદી હતા. તેઓ સ્ટીમરની રમતગમતોમા સારી પેઠે ભાગ લેતા અને તેથી સ્ટીમરના મુસાફરોમાં ખુબ લોકપ્રિય થઇ પડ્યા હતા. યુનિયન સરકારે ગોખલેને તેમના પરોણા થવાનું અને સરકાર તરફથી રેલવેનું સ્ટેટ સલુન સ્વીકારવાનું કહેણ મોકલ્યું હતું. સલુનનો અને પ્રિટોરિયામાં સરકારી પરોણાગતનો સ્વીકારનો નિશ્ચય મારી સાથે મસલત કર્યા પછી તેમણે કર્યો.

ઉતરવાનું બંદર કેપટાઉન હતું. ગોખલેની તબિયત હું ધારતો હતો તેના કરતા અતિશય નાજુક હતી. તેમનાથી અમુક ખોરાક જ લઇ શકાતો હતો, અને ઘણો પરિશ્રમ વેઠી શકે એવી

પણ તબિયત નહોતી. ઘડેલો કાર્યક્રમ તેમને સારુ અસહ્ય હતો. બની શકે તેટલા ફેરફારો તો કર્યા જ. જો ફેરફાર ન જ થઇ શકે તો તબિયતને જોખમે પણ આખો કાર્યક્રમ કાયમ રાખવા તેઓ તૈયાર થયા. તેમને પૂછ્યા વિના કઠિન કાર્યક્રમ ઘડી નાખવામાં મેં કરેલી મૂર્ખતાનો મને બહુ પશ્ચાત્તાપ થયો. કેટલાક ફેરફારો તો કર્યા પણ ઘણું તો જેમનું તેમ કાયમ રાખવું પડયું. ગોખલેને અત્યંત એકાંત આપવાની આવશ્યક્તા હતી એ હું નહોતો સમજી શક્યો. એ એકાંત આપવામાં મને વધારેમાં વધારે મુસીબત પડેલી; પણ મારે નમ્રતાપૂર્વક એટલું તો સત્યની ખાતર કહેવું પડશે કે મને માંદાની અને વડીલોની સારવાર કરવાનો અભ્યાસ અને શોખ હોવાથી હું મારી મૂર્ખતા જાણ્યા પછી એટલે સુધી સુધારા કરી શક્યો કે તેમને પુષ્કળ એકાંત અને શાંતિ આપી શક્યો હતો. આખી મુસાફરીમાં તેમના મંત્રીનું કામ તો મેં જ કર્યું હતું. સ્વયંસેવકો એવા હતા કે જે કાળી રાતે પણ જવાબ આપી શકે. એટલે સેવકોને અભાવે તેમને દુ:ખ કે અગવડ વેઠવા પડયાં હોય એવો મને ખ્યાલ નથી. કૅલનબૅક પણ એ સ્વયંસેવકોમાંના એક હતા.

કેપટાઉનમાં સારામાં સારી સભા થવી જોઇએ એ તો સ્પષ્ટ હતું. શ્રાઇનર કુટુંબ વિષે હું પ્રથમ ખંડમા લખી ચૂક્યો છું. તેમાંના મુખ્ય ડબલ્યુ પી. શ્રાઇનરને પ્રમુખપદ લેવાની વિનંતિ કરી તે તેઓએ સ્વીકારી. વિશાળ સભા થઇ. મોટી સંખ્યામાં હિંદીઓ અને ગોરાઓ આવ્યા. મિ૦ શ્રાઇનરે મધુર શબ્દોમાં ગોખલેનું સ્વાગત કર્યું. અને દક્ષિણ આફ્રિકાના હિંદીઓ પ્રત્યે પોતાની દિલસોજી જાહેર કરી. ગોખલેનું ભાષણ ટૂંકું, પક્વ, વિચારોથી ભરેલું, દૃઢ તેમ જ વિનયી હતું. તેથી હિંદીઓ રાજી

થયા અને ગોખલેએ ગોરાઓના મનનું હરણ કર્યું. એટલે એમ કહી શકાય કે ગોખલેએ જે દિવસ દક્ષિણ આફ્રિકાની ભૂમિમાં પ્રવેશ કર્યો તે જ દિવસે તેના પચરંગી લોકોના હૃદયમાં પ્રવેશ કર્યો.

કેપટાઉનથી જોહૅનસબર્ગ જવાનું હતું. બે દિવસની રેલવેની મુસાફરી હતી. લડાઇનું કુરુક્ષેત્ર ટ્રાન્સવાલ હતું. કેપટાઉનથી આવતાં ટ્રાન્સવાલનું સરહદી મોટું સ્ટેશન ક્લાર્કસડૉર્પ આવતું. ત્યાં હિંદીઓની વસ્તી પણ સારા પ્રમાણમા હતી. તેથી ક્લાર્કસ-ડૉર્પમાં તેમજ જોહૅનસબર્ગ પહોચતા પહેલા આવતા એવાં જ બીજાં શહેરમા રોકાવાનું અને સભામાં હાજર થવાનું હતું તેથી ક્લાર્કસડૉર્પથી સ્પેશિયલ ટ્રેન કરવામાં આવી હતી. બન્ને જગ્યાએ તે તે ગામના મેયર પ્રમુખ હતા. અને એકે જગ્યાને એક કલાકથી વધારે સમય આપવામા નહોતો આવ્યો. જોહૅનસ-બર્ગ ટ્રેન ઠીક વખતસર પહોચી, એક મિનિટનો પણ ફરક નહોતો પડ્યો. સ્ટેશન ઉપર ખાસ ગાલીચા વગેરે બિછાવ્યા હતાં. એક માંચડો પણ બનાવવામા આવ્યો હતો. જોહૅનસબર્ગના મેયર અને બીજા ગોરાઓ હાજર હતા તેમણે ગોખલેને જોહૅનસબર્ગના નિવાસ દરમ્યાન પોતાની મોટર વાપરવા આપી. ગોખલેને માનપત્ર સ્ટેશન ઉપર જ આપવામાં આવ્યું હતું. દરેક સ્થળે માનપત્ર તો હતાં જ. જોહૅનસબર્ગનું માનપત્ર દક્ષિણ આફ્રિકાના લાકડા ઉપર જડેલી જોહૅનસબર્ગની ખાણુમાંથી નીકળેલા સોનાની હૃદયના આકારની તકતી ઉપર કોતરવામાં આવ્યું હતું. લાકડાની ઉપર હિંદુસ્તાનના કેટલાક દેખાવોનું સુંદર કોતરકામ હતું. ગોખલેની બધાની સાથે ઓળખાણ કરવી, માનપત્ર વંચાવું અને તેનો જવાબ અને બીજાં માનપત્ર લેવાં એ બધી ક્રિયા ૨૦

મિનિટની અંદર ઉકેલવામા આવી હતી. માનપત્ર વાચતાં પાંચ મિનિટથી વધારે નહિ ગઇ હોય એટલું તે ટૂંકું હતું. ગોખલેનો જવાબ પાંચ મિનિટથી વધારે નહિ જ હોય. સ્વયંસેવકોનો બંદોબસ્ત એટલો બધો સુંદર હતો કે પ્લૅટફૉર્મ ઉપર ધારેલા માણસો કરતા વધારે નહોતા આવ્યા. ધોધાટ મુદ્દલ નહોતો. બહાર લોકોની ઠઠ હતી, છતા કોઇને આવજા કરવામાં કશી મુશ્કેલી આવી નહિ.

તેમનું રહેવાનું મિ૦ કૅલનબૅકની જોહૅનસબર્ગથી પાચ માઇલ પર એક ટેકરી ઉપર આવેલી સુંદર બંગલીમા હતું. ત્યાનો દેખાવ એટલો બધો ભવ્ય હતો, ત્યાની શાતિ એટલી આનંદદાયક હતી અને બંગલી સાદી છતા એટલી બધી કળાથી ભરેલી હતી કે ગોખલેને તે અતિશય ગમી ગઇ હતી. બધાને મળવાનું શહેરમાં રાખ્યું હતું. અને તેને સારૂ ખાસ ઑફિસ ભાડે રાખવામા આવી હતી. તેમા એક ઓરડી તેમને ખાસ આરામ લેવાને સારૂ, બીજી મુલાકાતને સારૂ અને ત્રીજો એક ઓરડો મળવા આવનારાઓને સારૂ. જોહૅનસબર્ગના કેટલાક નામાંકિત ગૃહસ્થોની ખાનગી મુલાકાતને સારૂ પણ ગોખલેને લઇ જવામા આવ્યા હતા. આગેવાન ગોરાઓની પણ એક ખાનગી સભા કરી હતી. જેથી તેમના દૃષ્ટિબિંદુનો ગોખલેને પૂરો ખ્યાલ આવી શકે. સિવાય જોહૅનસબર્ગમા તેમના માનમા એક મોટું ખાણું પણ આપવામા આવ્યું હતું. ૪૦૦ માણસોને નિમંત્રણ હતું. તેમા લગભગ ૧૫૦ ગોરાઓ હશે. હિંદીઓ ટિકિટથી જ આવી શકતા હતા, તેની કિંમત એક ગીની રાખવામા આવી હતી. તે ટિકિટમાથી એ ખાણાનું ખર્ચ નીકળ્યું. ખાણું કેવળ નિરામિષ અને મદ્યપાનરહિત હતું. રસોઇ પણ કેવળ

સ્વયંસેવકોએ જ બનાવી હતી. આ વસ્તુનો ચિતાર અહીં આપવો મુશ્કેલ છે. દક્ષિણ આફ્રિકામા આપણા લોકો હિંદુ મુસલમાન છોતઅછોતને જાણતા નથી, સાથે બેસીને ખાય છે. નિરામિષ આહારી હિંદીઓ પોતાનું નિરામિષ આહારીપણું જાળવે છે. હિંદીઓમાં કેટલાક ખ્રિસ્તીઓ પણ હતા. તેઓની સાથે પણ મારો તો બીજાઓ જેટલો જ ગાઢ પરિચય હતો. તેઓ ઘણાખરા ગિરમિટિયા માબાપની પ્રજામાથી હોય છે અને તેઓમાંના ઘણા હોટેલોમા રસોઇનું અને પીરસવાનું કામ કરે છે. આ લોકોની મદદથી આટલા માણસની રસોઇને પહોંચી વળાયું. પંદરેક વાનીઓવાળું ભોજન હશે. દક્ષિણ આફ્રિકાના ગોરાઓને સારૂ આ તદ્દન નવો અને અજાયબીભરેલો અનુભવ હતો. આટલા બધા હિંદીઓની સાથે એક પંક્તિએ ખાવા બેસવું, નિરામિષ ભોજન કરવું અને મદ્યપાન વિના ચલાવવું — ત્રણે અનુભવો તેમાના ઘણાને સારૂ નવા, બે તો બધાને સારૂ નવા.

આ મેળાવડા આગળ દક્ષિણ આફ્રિકામાનું ગોખલેનું મોટામા મોટુ અને મહત્ત્વનું ભાષણ થયું. ગોખલે બરાબર ૪૫ મિનિટ બોલ્યા. એ ભાષણની તૈયારીને સારૂ તેમણે અમારી પુષ્કળ હાજરી લીધી હતી. સ્થાનિક માણસોના દૃષ્ટિબિંદુની અવગણના ન થાય અને તેને મળી શકાય એટલે દરજ્જે મળવું એ તેમનો જીંદગીભરનો નિશ્ચય જણાવ્યો અને તેથી મારી દૃષ્ટિએ હું તેમની પાસેથી બોલાવવા શું ઇચ્છું તે માગે. એ મારે ઘડીને આપવું જોઇએ અને તેની સાથે એ શરત કે તેમાનું એક પણ વાક્ય અથવા વિચારનો ઉપયોગ તેઓ ન કરે તો મારે દુ:ખ ન માનવું. ન લાંબું કર્યું પાલવે, ન ટૂંકું, છતા કોઇ પણ અગત્યની

હકીકત ન રહી જાય બધી શરતોનું પાલન કરીને એમને સારૂ મારે ટાંચણ બનાવવા પડતાં હતા. મારી ભાષાનો તો એમણે મુદ્દલ ઉપયોગ ન કર્યો એમ કહી નાખુ અંગ્રેજી ભાષામાં પારંગત થએલ ગોખલે મારી ભાષાનો ક્યાયે ઉપયોગ કરે એવી આશા હું રાખુંય શેનો ? મારા વિચારોનો તેમણે ઉપયોગ કર્યો એમ પણ હું ન કહી શકું. પણ મારા વિચારોનું ઉપયોગીપણું તેમણે સ્વીકાર્યું, તેથી મેં મનને મનાવી લીધેલું કે વિચારોનો કોઇ પણ પ્રકારે તેમણે ઉપયોગ કર્યો હશે. પણ તેમની વિચાર-શ્રેણી એવી હતી કે તેમાં કઇ જગ્યાએ આપણા વિચારને સ્થાન આપ્યું છે અથવા આપ્યું છે કે નહિ તેની આપણને તો ખબર ન જ પડે. ગોખલેનાં બધાયે ભાષણ વખતે હું હાજર હતો પણ મને એવો પ્રસંગ યાદ નથી કે જ્યારે મેં એમ ઇચ્છયું હોય કે અમુક વિચાર અથવા અમુક વિશેષણ તેમણે ન વાપર્યું હોત તો સારૂં. તેમના વિચારની સ્પષ્ટતા, દઢતા, વિનય ઇત્યાદિ તેમના અત્યંત પરિશ્રમને અને સત્યપરાયણતાને આભારી હતા.

જોહૅનસબર્ગમા કેવળ હિંદીઓની જંગી સભા પણ થવી જોઇએ જ. માતૃભાષાની મારફતે જ બોલવું અથવા તો રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીની મારફતે જ બોલવું એ મારો આગ્રહ પૂર્વકાળથી જ ચાલુ છે. એ આગ્રહથી દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સાથેનો મારો સંબંધ સરળ અને નિકટ થઇ શક્યો. એથી હું ઇચ્છતો હતો કે હિંદીઓની પાસે ગોખલે પણ હિંદુસ્તાની ભાષામા બોલે તો સારૂં. આ બાબતમાં ગોખલેના વિચારો હું જાણતો હતો. ભાગીતૂટી હિંદીથી તો પોતાનું કામ ન જ ચલાવે એટલે કાં તો મરાઠીમા અથવા તો અંગ્રેજીમાં જ બોલે. મરાઠીમાં બોલવું તેમને કૃત્રિમ લાગ્યું અને તેમાં બોલે તો યે

ગુજરાતીઓને સારૂ અને ઉત્તર હિંદુસ્તાનના નિવાસી શ્રોતાઓને સારૂ તેનો હિંદુસ્તાનીમાં તો તરજુમો કરવો જ રહ્યો. તો પછી અંગ્રેજીમાં કાં નહિ? સારે નસીબે મરાઠી બોલવાને સારૂ ગોખલે સ્વીકારી શકે એવી એક વિશેષ દલીલ મારી પાસે હતી. જોહૅનસબર્ગમાં કોકણના ઘણા મુસલમાનો વસતા હતા. થોડા મહારાષ્ટ્રી હિંદુઓ તો હતા જ. એ બધાની ગોખલેનું મરાઠી સાંભળવાની બહુ ઇચ્છા હતી. અને તેમને મરાઠીમા બોલવા વિનવવા તેઓએ મને કહી રાખ્યું હતું. મેં તેમને કહ્યું, "તમે મરાઠીમાં બોલશો તો એ લોકો રાજી થશે અને તમે બોલશો તેનો હિંદુસ્તાનીમાં તરજુમો હું કરીશ." એટલે એ ખડખડ હસી પડ્યા. "તારૂં હિંદુસ્તાનીનું જ્ઞાન તો મેં ખૂબ જાણી લીધું. એ હિંદુસ્તાની તને મુબારક હજો. પણ હવે તારે મરાઠીનો તરજુમો કરવો છે? કહે તો ખરો કે એવડું મરાઠી ક્યાંથી શીખ્યો?" મે કહ્યું, "જેમ મારા હિંદુસ્તાનીનું કહ્યું તેમ મારા મરાઠીનુ સમજવું. મરાઠીનો એક અક્ષરે હું બોલી ન શકું પણ જે વિષયનું મને જ્ઞાન છે તે વિષય ઉપર તમે મરાઠીમાં બોલશો તેનો ભાવાર્થ હું જરૂર સમજી જવાનો. લોકોની પાસે તેનો અનર્થ તો નહિ જ કરૂ એ તમે જોશો. બીજા જેઓ મરાઠી સારી રીતે જાણે છે તેવા તરજુમા કરવાવાળાને તો હું અવશ્ય મૂકી શકું છું. પણ એ તમે પસંદ કરવાના નથી. એટલે મને નિભાવી લેજો, પણ મરાઠીમાં જ બોલજો. જેમ કોંકણી ભાઇઓને છે તેમ મને પણ તમારૂં મરાઠી ભાષણ સાંભળવાની હોશ છે." "તારો કક્કો જ તું ખરો રાખજે. અહીં તારે પનારે પડયો છું એટલે મારાથી થોડું જ છૂટી શકાય તેમ છે?" એમ કહી મને રીઝવ્યો અને ત્યાર પછી આવી સભાઓમાં છેક ઝાંઝીબાર સુધી તેઓ

મરાઠીમા જ બોલ્યા અને હું તેમનો ખાસ નિમાયેલો ભાષાંતર-કાર રહ્યો. બની શકે ત્યા સુધી માતૃભાષા મારફતે જ અને વ્યાકરણશુદ્ધ અગ્રેજીના કરતા વ્યાકરણરહિત ભાગીતૂટી હિંદીમા બોલવું એ ઇષ્ટ છે એ હું તેમને ગળે ઉતારી શક્યો કે નહિ એ તો હું જાણુતો નથી પણ એટલું જાણું છું કે દક્ષિણ આફ્રિકામા તો કેવળ મને રીઝવવાની ખાતર તેઓ મરાઠીમા બોલેલા. બોલ્યા પછી એનું પરિણામ તેમને પણ ગમ્યું એ હું જોઈ શક્યો અને જ્યા સિદ્ધાતનો પ્રશ્ન ન હોય ત્યા સેવકોને રીઝવવામા ગુણ છે એમ ગોખલેએ દક્ષિણ આફ્રિકામાં પોતાના અનેક પ્રસંગે કરેલા વર્તનથી બતાવી દીધું હતું.

# પ્રકરણ ૧૩ મું

## ગોખલેનો પ્રવાસ (ચાલુ)

જોહૅનસબર્ગથી અમારે પ્રિટોરિયા જવાનું હતું. પ્રિટોરિયામાં યુનિયન સરકાર તરફથી નિમંત્રણ હતું તે પ્રમાણે તેઓએ હોટેલમાં તેમને સારૂ રોકેલી જગ્યામા ઉતરવાનું હતું. અહીં ગોખલેને યુનિયન સરકારના પ્રધાનમંડળને મળવાનું હતુ. તેમાં જનરલ બોથા અને જનરલ સ્મટ્સ પણ હતા. ઉપર જણાવી ગયો છું તે પ્રમાણે કાર્યક્રમ એવો બનાવ્યો હતો કે હમેશાં કરવાનાં કાર્યોની ખબર હું તેમને સવારના આપતો હતો, અથવા તો તે પૂછે તો આગલી રાત્રે. પ્રધાનમંડળને મળવાનું કાર્ય ઘણું જવાબદારીનું હતુ. અમે બંનેએ નિશ્ચય કર્યો હતો કે મારે તેમની સાથે ન જવું, જવાની માગણી ન કરવી. મારી હાજરી હોવાથી પ્રધાનમંડળ અને ગોખલેની વચ્ચે કંઇક ને કંઇક અંતરપટ પડે, તેઓ પેટ ભરીને સ્થાનિક હિંદીઓની અને ઇચ્છામાં આવે તો મારી જે ભૂલ માનતા હોય તે ન બતાવી શકે. તેઓ કંઇ કરવાને માગતા હોય તો તે પણ મોકળે મને ન કહી શકે. તેથી ગોખલેની જવાબદારી બેવડી થતી હતી. કંઇક હકીકતની ભૂલ થાય અથવા તો નવી હકીકત તેઓ કહે તેનો ઉત્તર ગોખલેની પાસે ન હોય અથવા હિંદીઓની વતી કંઇ કબૂલાત આપવાની હોય તો શું કરવું એ મારી હાજરી વિના અથવા દક્ષિણ આફ્રિકાના કોઇ પણ હિંદી જવાબદાર નેતા હાજર ન હોય ત્યારે શું કરવું તેનો પ્રશ્ન થઇ પડયો. પણ તેનો નિકાલ ગોખલેએ જ તુરત કર્યો મારે તેમને સારૂ અથથી તે ઇતિ સુધી હિંદવાસીઓની સ્થિતિનું તારણ તૈયાર કરવું. હિંદીઓ ક્યાં લગી

જવાને તૈયાર હોય તે પણ લખી નાંખવું. તેની બહારનું કંઇ પણ આવે તો ગોખલેએ પોતાનું અજ્ઞાન કબૂલ કરી લેવું, એ નિશ્ચય કર્યો અને નિશ્ચયની સાથે જ નિશ્ચિંત થયા. હવે વાત માત્ર એવું તારણ તૈયાર કરવાની અને તેમણે તે વાંચી લેવાની રહી. વાંચવા જેટલો વખત તો મેં રાખ્યો જ ન હતો. ગમે તેટલું ટૂંકું તારણ કરૂં છતાં અઢાર વર્ષનો ચાર સંસ્થાનોનો હિંદી સ્થિતિનો ઇતિહાસ હું દસ વીસ પાના વિના કઇ રીતે આપી શકું? વળી તારણ વાંચ્યા પછી તેમને સૂઝે તેવા કંઇક સવાલો તો હોય જ. પણ તેમની સ્મરણશક્તિ જેટલી તીવ્ર હતી તેવી જ મહેનત કરવાની શક્તિ અગાધ હતી. આખી રાત્રિ જાગ્યા અને પોલાકને અને મને જગાડયા એકેએક વસ્તુની સંપૂર્ણ માહિતી મેળવી અને પોતે બરાબર સમજ્યા છે કે નહિ તેનો પડતાળો પણ મેળવી લીધો. પોતાના વિચાર મારી પાસે કહી જાય. અંતે એમને સંતોષ થયો. હું તો નિર્ભય હતો જ.

લગભગ બે કલાક કે તેથી ઉપરાંત પ્રધાનમંડળની પાસે બેઠા અને આવીને મને કહ્યું: "તારે એક વરસની અંદર હિંદુસ્તાન પાછું આવવાનું છે. બધી વાતનો ફેંસલો થઇ ગયો છે. કાળો કાયદો રદ થશે. ઇમિગ્રેશન કાયદાનો રંગભેદ નિકળશે. ત્રણ પૌંડનો કર રદ થશે." મેં કહ્યું: "મને પૂરી શંકા છે. પ્રધાનમંડળને હું ઓળખું છું તેટલા તમે નથી ઓળખતા. તમારો આશાવાદ મને પ્રિય છે, કેમકે હું પોતે પણ આશાવાદી છું, પણ અનેક વેળાએ ડંભાએલો હું આ વિષયમાં તમારા જેટલી આશા નથી રાખી શકતો, પણ મને ભય નથી. તમે વચન લાવ્યા તેટલું મારે સારૂ બસ છે. મારો ધર્મ માત્ર આવશ્યક હોય ત્યારે લડી લેવાનો છે; અને લડાઇ ન્યાયની છે એવું સિદ્ધ કરવાનો છે.

એ સિદ્ધિમા તમને અપાએલું વચન અમને ઘણો ફાયદો આપશે અને લઢવું જ પડશે તોયે લઢવામાં અમને બમણું જોર આપશે. પણ વધારે હિંદીઓ જેલમા ગયા વિના અને એક વર્ષમાં હું હિંદુસ્તાન આવી શકું એમ મને ભાસતું નથી."

એટલે તેઓ બોલ્યાઃ "હું તને કહું છું તેમાં ફેર પડવાનો જ નથી. મને જનરલ બોથાએ વચન આપ્યું કે કાળો કાયદો રદ થશે અને ત્રણ પૌંડનો કર નીકળશે. તારે બાર માસમા હિંદુસ્તાન આવ્યે છૂટકો છે. હું એક પણ બહાનું સાંભળવાનો નથી."

જોહૅનસબર્ગનું ભાષણ પ્રિટોરિયાની મુલાકાત પછી થયું હતું.

ટ્રાન્સવાલથી ડરબન, મૅરિટ્ઝબર્ગ વગેરે જગ્યાએ ગયા. ત્યાં પણ ઘણા ગોરાઓના પ્રસંગમા આવ્યા. કિંબરલીની હીરાની ખાણ જોઇ. કિંબરલી અને ડરબનમા પણ સ્વાગતમંડળે જોહૅનસબર્ગ જેવા ખાણા કર્યાં હતાં. તેમા ઘણા અંગ્રેજોએ હાજરી આપી હતી. આમ હિંદીઓના તેમજ ગોરાઓનાં મન હરણ કરી ગોખલેએ દક્ષિણ આફ્રિકાનો કિનારો છોડયો. તેમની ઇચ્છાથી કૅલનબૅક અને હું તેમને ઝાંઝીબાર લગી વળાવવા ગયા હતા. તેમને સારુ સ્ટીમરમાં અનુકૂળ આવે એવા ખોરાકની સગવડ કરી હતી. રસ્તામાં ડેલાગોઆ બે, ઇન્હામબેન, ઝાંઝીબાર વગેરે બંદરો પર તેમને ખૂબ માન આપવામાં આવ્યું હતું.

સ્ટીમરમા અમારી વચ્ચે વાતો કેવળ હિંદુસ્તાનની અથવા તેમાંથી ઉત્પન્ન થતા ધર્મની જ થાય. દરેક વાતમાં તેમની કોમળ લાગણી, તેમની સત્યપરાયણતા અને તેમનું સ્વદેશાભિમાન ઝળકી ઉઠતુ. મેં જોયું કે સ્ટીમરમાં તે રમત રમતા તેમાંયે રમતના કરતાં હિંદુસ્તાનની સેવાનો ભાવ વિશેષ હતો. તેમાંયે સંપૂર્ણતા તો જોઇએ જ.

સ્ટીમરમા અમને નિરાતે વાતો કરવાની ફુરસદ તો મળતી જ. તેમા તેમણે મને હિંદુસ્તાનને સારૂ તૈયાર કરેલો. હિંદુસ્તાનના દરેક નેતાઓનું પૃથક્કરણ કરી બતાવ્યું હતુ. તે વર્ણનો એટલા આબેહૂબ હતા કે તે તે નેતાઓ વિષે મે જે અનુભવ્યું તેમા ને તેમના આલેખન વચ્ચે ભાગ્યે જ તફાવત મે જોયો છે.

દક્ષિણ આફ્રિકાના ગોખલેના પ્રવાસમા તેમની સાથેના સંબંધના એવા તો ઘણાયે પવિત્ર સ્મરણો છે કે જે હું અહીં આપી શકું; પણ સત્યાગ્રહના ઇતિહાસ સાથે તેનો સબંધ નથી તેથી મારે અનિચ્છાએ પણ મારી કલમને રોકવી પડે છે. ઝાંઝીબારમા થએલો વિયોગ અમને બનેને અતિશય દુઃખદાયક હતો, પણ દેહધારીઓના નિકટમા નિકટ સહવાસ પણ છેવટે બંધ થાય જ છે એમ સમજીને કેલનબેક અને મેં સંતોષ વાળ્યો, અને બંનેએ આશા રાખી કે ગોખલેની ભવિષ્યવાણી ફળો અને અમે બંને એક વર્ષની અંદર હિંદુસ્તાન જઇ શકીએ પણ એ અસંભવિત થયુ

એમ છતા ગોખલેની દક્ષિણ આફ્રિકાની મુલાકાતે અમને વધારે દૃઢ કર્યા, અને જ્યારે લડત ફરી પાછી તીવ્રરૂપે શરૂ થઇ ત્યારે એ મુલાકાતનો મર્મ અને તેની આવશ્યકતા વધારે સમજાયા. જો ગોખલેનો પ્રવાસ દક્ષિણ આફ્રિકામા ન થયો હોત, પ્રધાનમંડળની મુલાકાત તેમને ન થઇ હોત તો ત્રણ પૌંડના કરને લડતનો વિષય અમે ન જ કરી શકત જો કાળો કાયદો રદ થઇ સત્યાગ્રહની લડત બંધ થઈ હોત તો ત્રણ પાઉંના કરને વિષે નવો સત્યાગ્રહ કરવો પડત અને તે કરતા અથાગ દુઃખ સહન કરવું પડત, એટલુ જ નહિ પણ લોકો તેને સારૂ તુરત તૈયાર થઇ શકત કે નહિ એ વિષે પણ શંકા તો ખરી જ. એ કર નાબૂદ

કરાવવો એ સ્વતંત્ર હિંદીઓની ફરજ હતી તે નાબૂદ કરવાને અંગે અરજીઓ વગેરે બધા ઇલાજ લેવાઇ ચૂક્યા હતા. '૯૫ ની સાલથી કર અપાયા કરતો હતો. પણ ગમે તેવું ઘોર દુઃખ હોય તે પણ જો લાંબા સમય સુધી ચાલે તો લોકો તેને ટેવાઇ જાય છે, અને તેની સામે થવાનો ધર્મ તેમને સમજાવવો મુશ્કેલ થઇ પડે છે, અને તેની ઘોરતા જગતને સમજાવવી તેટલી જ મુશ્કેલ થઇ પડે છે. ગોખલેને અપાએલા વચને સત્યાગ્રહીઓનો માર્ગ સરળ કરી મૂક્યો. કાં તો સરકાર વચન પ્રમાણે તે કર કાઢી નાખે અને ન કાઢે તો એવો વચનભંગ એ જ લડાઇનું સબળ કારણ થઇ પડે. થયું પણ તેમજ. સરકારે એક વર્ષની અંદર કર નાબૂદ ન કર્યો એટલું જ નહિ પણ એ કર કાઢી નહિ શકાય એમ ચોખ્ખું સંભળાવી દીધું.

એટલે ગોખલેના પ્રવાસથી ત્રણ પૌંડનો કર સત્યાગ્રહની મારફતે કઢાવવામાં અમને મદદ મળી એટલું જ નહિ પણ તેમના પ્રવાસથી ગોખલે દક્ષિણ આફ્રિકાના પ્રશ્નના ખાસ જાણકાર તરીકે ગણાયા. તેમના દક્ષિણ આફ્રિકા વિષેના બોલનું વજન પણ વધ્યું, અને દક્ષિણ આફ્રિકામા રહેતા હિંદીઓ વિષેના અંગત જ્ઞાનને લીધે હિન્દુસ્તાને શું કરવું જોઇએ તે તેઓ વધારે સમજી શક્યા, અને હિન્દુસ્તાનને સમજાવવા પણ શક્તિમાન થયા. જ્યારે ફરી લડત જાગી ત્યારે હિન્દુસ્તાનમાંથી પૈસાનો વરસાદ વરસ્યો અને લૉર્ડ હાર્ડિંગે સત્યાગ્રહીઓના તરફ લાગણી બતાવી તેઓને ઉત્તેજન આપ્યું. હિન્દુસ્તાનથી મિ૦ ઍન્ડ્રુઝ અને મિ૦ પીઅરસન દક્ષિણ આફ્રિકામાં આવ્યા. એ બધું ગોખલેના પ્રવાસ વિના ન બની શકત. વચનભંગ કેમ થયો અને પછી શું થયું તે નવા પ્રકરણનો વિષય છે.

## પ્રકરણ ૧૪ મું

### વચનભંગ

દક્ષિણ આફ્રિકાની લઢાઇના સત્યાગ્રહમાં એટલી બધી સૂક્ષ્મતા વાપરવામાં આવી હતી કે પ્રચલિત નીતિની વિરુદ્ધ એક પણ પગલું નહોતું ભરાતું, એટલું જ નહિ પણ અયોગ્ય રીતે સરકારને ન રંજાડી શકાય એ વસ્તુ પણ ધ્યાનમાં રાખવામાં આવતી હતી. જેમ કે કાળો કાયદો કેવળ ટ્રાન્સવાલના હિંદીઓને જ લાગુ પાડવામાં આવ્યો હતો તેથી સત્યાગ્રહનીતિમાં કેવળ ટ્રાન્સવાલના હિંદીઓને જ દાખલ કરવામા આવતા હતા. નાતાલ, કેપ કોલોની, ઇત્યાદિથી ભરતી કરવાનો કાંઇ પણ પ્રયત્ન નહોતો કરવામાં આવ્યો, એટલું જ નહિ પણ ત્યાંથી આવેલાં કહેણ પણ પાછા વાળવામાં આવ્યાં હતા, અને લઢાઇની મર્યાદા પણ એ કાયદો રદ કરાવવા પર્યંતની જ હતી. આ વસ્તુને નહોતા ગોરાઓ સમજી શકતા, નહોતા હિંદીઓ સમજી શકતા. આરંભકાળમા હિંદીઓ તરફથી એવી માગણી થયાં કરતી કે જો લડાઇ શરૂ કર્યા પછી કાળા કાયદા સિવાયનાં બીજાં દુઃખોને પણ લડાઇના હેતુઓમાં ભેળવી શકાય તો કેમ ન ભેળવીએ? ધીરજથી મેં સમજાવ્યું કે તેમાં સત્યનો ભંગ

થાય એવું છે અને જ્યાં સત્યનો જ આગ્રહ છે ત્યાં સત્યના ભંગ જેવી વાત કેમ થઇ શકે ? શુદ્ધ લઢાઇમાં તો લઢાઇ કરતાં કરતાં લઢવૈયાનું બળ વધતું જોવામા આવે તોયે તે આરંભકાળે નીમેલા હેતુ ઉપરાંત આગળ જઈ જ ન શકે, અને તેથી ઉલટું જે હેતુને સારૂ લઢાઇ કરી હોય તે હેતુનો, લડવાનું બળ વખત જતાં ક્ષીણ થાય છતા, ત્યાગ પણ ન કરી શકાય. આ બંને સિદ્ધાંતનો દક્ષિણ આફ્રિકામાં સંપૂર્ણ અમલ થયો. લઢાઇના આરંભમાં જે બળ ઉપર હેતુ રચવામાં અવ્યો હતો તે બળ પાછળથી ખોટું નીવડયું એ આપણે જોઇ શક્યા, છતાં મુઠી જેટલા બાકી રહેલા સત્યાગ્રહીઓ એ લઢાઇને છોડી ન શક્યા. આમ ઝૂઝવું પ્રમાણમાં સહેલું હતું પણ બળની વૃદ્ધિ થતા છતાં હેતુમાં વૃદ્ધિ ન કરવી એ વધારે કઠિન છે, અને તેમાં વધારે સંયમ રહેલો છે, એવી લાલચો દક્ષિણ આફ્રિકામાં અનેક જગ્યાએ પ્રાપ્ત થઇ, પણ તેનો લાભ એક પણ વેળાએ નથી ઊઠાવ્યો એમ હું નિશ્ચયપૂર્વક કહી શકું છું અને તેથી ઘણીયે વેળા મેં કહ્યું છે કે સત્યાગ્રહીને સારૂ એક જ નિશ્ચય હોય. તે નથી ઓછું કરી શકતો, નથી વધારે કરી શકતો, તેમા નથી ક્ષયને અવકાશ કે નથી વૃદ્ધિને અવકાશ. મનુષ્ય જે માપ પોતાને સારૂ આંકે તે માપથી જગત પણ તેને આંકતુ થઇ જાય છે. આવી સૂક્ષ્મ નીતિનો સત્યાગ્રહી દાવો કરે છે એમ સરકારે જાણ્યું એટલે જો કે એવું નીતિનું એક ધોરણ પોતાને લાગુ ન પડે છતા સરકારે સત્યાગ્રહીઓને તેઓએ રચેલા માપથી માપવાનું શરૂ કર્યું. અને બેચાર વેળા નીતિભંગનો આરોપ સત્યાગ્રહીઓ ઉપર મૂક્યો. કાળા કાયદા પછી હિંદીઓ-ની સામે નવા ધારા ઘડાય તેનો સમાવેશ લઢાઇમા થઇ શકે છે એ બાળક પણ સમજી શકે એવી વાત છે, છતા જ્યારે નવા

દાખલ થનાર હિંદીઓ ઉપર નવો અંકુશ મૂકવામા આવ્યો ને તેને લડાઇના હેતુમાં દાખલ કરવામા આવ્યો ત્યારે સરકારે નવી વસ્તુઓ ભેળવ્યાનો આરોપ મૂકયો. એ તદ્દન અયોગ્ય આરોપ હતો. જો નવા દાખલ થનાર હિંદીઓને પૂર્વે ન હતી એવી અટકાયત કરવામા આવે તો તેઓને પણ લડાઇમા દાખલ કરવાનો હક હોવો જોઇએ, અને તેથી સોરાબજી વગેરે દાખલ થયા એ આપણે જોઇ ગયા સરકારથી આ વાત સાંખી ન શકાય, પણ નિષ્પક્ષપાત લોકોને આ પગલાની યોગ્યતા સમજાવતાં મને જરાયે મુશ્કેલી નહોતી આવી. આવો પ્રસંગ ગોખલે જતા ફરી ઉત્પન્ન થયો. ગોખલેએ તો ધાર્યું હતુ કે ત્રણ પૌંડનો કર એક વર્ષની અંદર રદ થશે જ, અને તેના જવા પછી બેસનારી દક્ષિણ આફ્રિકાની પાર્લામેંટમાં રદ કરવાનો કાયદો દાખલ થશે તેને બદલે જનરલ સ્મટ્સે તે પાર્લામેંટમા એમ જાહેર કર્યું કે નાતાલના ગોરાઓ એ કર રદ કરવા તૈયાર ન હોવાથી દક્ષિણ આફ્રિકાની સરકાર તે રદ કરવાનો કાયદો પસાર કરવા અસમર્થ છે. વસ્તુતઃ એવું કાઇ નહોતું. યુનિયન પાર્લામેંટમાં ચાર સંસ્થાનો છે તેમાં એક નાતાલના સભ્યોનું કાઇ ચાલી શકે તેમ નહોતુ. વળી પ્રધાનમંડળે રજૂ કરેલો કાયદો પાર્લામેંટ નામંજૂર કરે ત્યાં લગી તેણે પહોંચવાની આવશ્યકતા હતી. તેમાનું કાંઇ જનરલ સ્મટ્સે નહોતું કર્યુ તેથી અમને આ ઘાતકી કરને પણ લડાઇના કારણમા દાખલ કરવાનો શુભ પ્રસગ સહેજે પ્રાપ્ત થયો. કારણો બે મળ્યા. ચાલતી લડાઇ દરમ્યાન સરકાર તરફથી જે કાંઈ વચન આપવામા આવે તે વચનનો ભંગ થાય તો તે ચાલુ સત્યાગ્રહમા દાખલ થાય એ એક, અને બીજું હિંદુસ્તાનના ગોખલે જેવા પ્રતિનિધિનું એવા વચનભંગથી અપમાન થાય અને

તેથી સમસ્ત હિંદુસ્તાનનું અપમાન ગણાય અને તે અપમાન ન સાંખી શકાય. જો માત્ર પહેલું જ હોત અને સત્યાગ્રહીઓની શક્તિ ન હોત તો કરને રદ કરવાને સારૂ સત્યાગ્રહના શસ્ત્રનો ઉપયોગ કરવાનું તેઓ છોડી શકત, પણ હિંદુસ્તાનનું અપમાન થાય એ વસ્તુને સાંખવાનું તો ન જ બની શકે તેથી ત્રણ પૌંડના કરને લડાઇમા દાખલ કરવાનો સત્યાગ્રહીઓનો ધર્મ સમજાયો, અને જ્યારે ત્રણ પૌંડના કરને લઢાઇમા સ્થાન મળ્યું ત્યારે ગિરમિટિયા હિન્દીઓને પણ સત્યાગ્રહમાં ભાગ લેવાનું સ્થાન મળ્યું. આજ લગી એ લોકોને લઢાઇની બહાર રાખવામા આવ્યા હતા એ વાચનારે ધ્યાનમા રાખવું જોઇએ. એટલે એક તરફથી લઢાઇનો બોજો વધ્યો અને બીજી તરફથી લઢવૈયા પણ વધવાનો સમય દેખાયો.

ગિરમિટિયાઓમા આજ લગી સત્યાગ્રહની કાંઇ પણ ચર્ચા કરવામાં નહોતી આવી; તેઓને તેની તાલીમ તો ક્યાથી અપાય જ? તેઓ નિરક્ષર એટલે 'ઇંડિયન ઓપિનિયન' અથવા તો બીજાં છાપા ક્યાથી વાંચે? એમ છતાં મેં જોયું કે એ ગરીબ લોકો સત્યાગ્રહનું નિરીક્ષણ કરી રહ્યા હતા, જે ચાલી રહ્યું હતું તે સમજતા હતા અને તેમાના કેટલાકને લઢાઇમાં દાખલ ન થઇ શકવાનું દરદ પણ થતુ હતું. પણ જ્યારે વચનભંગ થયો ત્યારે અને ત્રણ પૌંડનો કર પણ લઢાઇના હેતુમાં દાખલ કરવાની નોટીસ આપવામાં આવી ત્યારે તેઓમાંના કોણ દાખલ થશે એની મને મુદ્દલ ખબર નહોતી.

વચનભંગ થવાની વાત મેં ગોખલેને લખી તેમને અત્યંત દુઃખ થયું. તેમને મેં લખ્યું કે તમારે નિર્ભય રહેવું; અમે મરણ-પર્યંત ઝૂઝીશું અને કર રદ કરાવીશું. માત્ર એક વર્ષની અંદર

મારે હિંદુસ્તાનમા જવાનું હતુ તે ટળ્યું અને પછી ક્યારે જઇ શકાય તે કહેવું અશક્ય થઇ પડયું. ગોખલે તો આકળાઆકળી હતા. તેમણે મારી પાસે વધારેમાં વધારે અને ઓછામાં ઓછા લડવૈયાઓનાં નામ માગ્યાં. મેં મને અત્યારે યાદ છે તે પ્રમાણે ૬૫ કે ૬૬ વધારેમા વધારે નામ મોકલ્યા, અને ૧૬ ઓછામા ઓછા. આટલી નાનકડી સંખ્યાને સારૂ હિંદુસ્તાનથી પૈસાની મદદની હું અપેક્ષા નહિ રાખું એ પણ જણાવ્યું. અમારે વિષે નિશ્ચિંત રહેવા અને પોતાના શરીરને ઘસી ન નાંખવાની પણ વિનંતિ કરી. દક્ષિણ આફ્રિકાથી મુબઇ પાછા ફર્યા પછી તેમની ઉપર નબળાઇ ઇત્યાદિના કેટલાક આક્ષેપો મૂકવામા આવ્યા હતા તેનું મને વર્તમાનપત્રો દ્વારા તેમજ બીજી રીતે જ્ઞાન થઇ ચૂક્યુ હતું, તેથી હું ઇચ્છતો હતો કે હિંદુસ્તાનમા અમને પૈસા મોકલવાની કાઇ પણ હીલચાલ એઓ ન કરે. પણ ગોખલેનો કડક ઉત્તર મને મળ્યો: "જેમ તમે લોકો તમારો ધર્મ દક્ષિણ આફ્રિકામા સમજો છો તેમ અમે પણ કાઇક અમારો ધર્મ સમજતા હોઇશું. અમારે શું કરવું યોગ્ય છે એ તમને નહિ કહેવા દઇએ. મેં તો માત્ર ત્યાની સ્થિતિ જાણવાને ઇચ્છયું હતું. અમારા તરફથી શું થવું જોઇએ એ વિષે સલાહ નહોતી માગી." આ શબ્દોનો ભેદ હું સમજ્યો. મેં ત્યાર પછી કોઇ દિવસે આ વિષે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ, લખ્યો નહિ. તેમણે એ જ કાગળમાં મને આશ્વાસન આપ્યુ હતું અને ચેતવણી પણ આપી હતી. જ્યારે આ રીતે વચનભંગ થયો ત્યારે લડત બહુ લંબાશે એવો તેમને ભય રહ્યો અને મૂઠ્ઠીભર જેટલા માણસથી ક્યાં લગી ટક્કર ઝીલી શકાશે એ વિષે તેમને શંકા રહી. અહીં અમે તૈયારીઓ માંડી. હવેની લડાઇમાં શાંતિથી બેસવાનું તો હોય જ નહિ. જેલ લાંબી

ભોગવવી પડશે એ પણ સમજાયુ. ટૉલ્સ્ટૉય ફાર્મ બંધ કરવાનો નિશ્ચય થયો. કેટલાક કુટુંબો પોતાનો પુરુષવર્ગ જેલમાંથી છૂટયા બાદ પોતપોતાને ઘેર ગયા. બાકી રહેનારામા મુખ્ય ભાગે ફીનિક્સના હતા, એટલે હવે પછી સત્યાગ્રહીઓનું મથક ફીનિક્સ કરવું એવો નિશ્ચય થયો. વળી ત્રણ પૌંડની લડતની અંદર જો ગિરમિટિયા ભાગ લે તો તેઓને મળવું વગેરે પણ નાતાલમાં વધારે સગવડવાળું થઇ શકે તેથી પણ ફીનિક્સ મથક કરવાનો નિશ્ચય કર્યો.

હજી લડત શરૂ કરવાની તૈયારીઓ ચાલી રહી હતી તેટલામાં એક નવું વિઘ્ન આવી પડયું, જેથી સ્ત્રીઓને પણ લડાઇમાં દાખલ થવાની તક મળી. કેટલીક બહાદુર સ્ત્રીઓએ તેમાં ભાગ લેવાની માગણી પણ કરી હતી, અને જ્યારે ફેરીના પરવાના બતાવ્યા વિના ફેરી કરી જેલમાં જવાનું શરૂ થયું હતું ત્યારે ફેરી કરનારની સ્ત્રીઓએ પણ જેલમાં જવાની ઇચ્છા બતાવી હતી. પણ તે વખતે પરદેશમાં સ્ત્રીવર્ગને જેલમાં મોકલવાનું અમને સૌને અયોગ્ય લાગ્યું. જેલમા મોકલવાનું કારણ પણ નહિ જણાયું અને તેઓને જેલમાં લઇ જવાની મારી તો તે વખતે હિંમત પણ નહોતી. અને તેની સાથે એમ પણ જણાયું કે જે કાયદો મુખ્યત્વે કરીને પુરુષવર્ગને જ લાગુ પડતો હોય તે કાયદાને રદ કરાવવામાં સ્ત્રીઓને હોમવી એમાં પુરુષવર્ગને હીણપત પણ લાગે. પણ હવે એક બનાવ એવો બન્યો કે જેમાં સ્ત્રીઓનું ખાસ અપમાન થતું હતું, અને જે અપમાન દૂર કરવાને સારૂ સ્ત્રીઓ પણ હોમાય તો ખોટું નહિ એમ જણાયું.

## પ્રકરણ ૧૫ મું

## વિવાહ તે વિવાહ નહિ

કેમ જાણે અદશ્ય રહ્યો ઇશ્વર હિંદીઓની જીતની સામગ્રી તૈયાર કરી ન રહ્યો હોય અને દક્ષિણ આફ્રિકાના ગોરાઓનો અન્યાય હજુ પણ વધારે સ્પષ્ટ રીતે બતાવવા ન ઇચ્છતો હોય એમ કોઇએ ન ધારેલો એવો બનાવ બન્યો. હિંદુસ્તાનથી ઘણા વિવાહિત માણસો દક્ષિણ આફ્રિકામાં આવેલા હતા, અને કેટલાક ત્યાં જ પરણ્યા હતા. હિંદુસ્તાનમાં સામાન્ય વિવાહ રજીસ્ટર કરવાનો કાયદો તો છે જ નહિ. ધાર્મિક ક્રિયા બસ ગણાય છે. દક્ષિણ આફ્રિકામાં પણ હિંદુસ્તાનીઓને વિષે એ જ પ્રથા હોવી જોઇએ, અને ચાળીસ વર્ષ થયાં હિંદીઓ દક્ષિણ આફ્રિકામાં વસતા આવ્યા હતા, છતાં કોઇ વખત હિંદુસ્તાનના જુદા જુદા ધર્મ મુજબ થએલા વિવાહ રદ ગણાયા ન હતા. પણ આ સમયે એક કેસ એવો થયો કે જેમાં ન્યાયાધીશે ઠરાવ આપ્યો કે દક્ષિણ આફ્રિકાના કાયદામાં ખ્રિસ્તી ધર્મ પ્રમાણે થએલ વિવાહ — વિવાહના અમલદારની પાસે જે રજીસ્ટર થએલ હોય તે — સિવાયના વિવાહને સ્થાન નથી, એટલે કે હિંદુ, મુસલમાન, પારસી ઇત્યાદિ ધર્મક્રિયા પ્રમાણે થએલા વિવાહ મજકુર ભયંકર ચુકાદાથી દક્ષિણ આફ્રિકામાં રદ ગણાયા અને તેથી તે કાયદા અન્વયે દક્ષિણ આફ્રિકામાં ઘણી પરણેલી હિંદી સ્ત્રીઓનો દરજ્જો તેમના પતિની ધર્મ-

પત્નીઓ તરીકેનો મટી રાખેલી સ્ત્રીઓ તરીકે ગણાયો અને એ સ્ત્રીઓની પ્રજાને પોતાના બાપના વારસાનો હક પણ ન રહ્યો. આ સ્થિતિ ન સ્ત્રીઓ સહી શકે, ન પુરુષ સહન કરી શકે. દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓમા ભારે ખળભળાટ વર્તો. મારા સ્વભાવ પ્રમાણે મેં સરકારને પૂછ્યું કે શું તેઓ ન્યાયાધીશના ઠરાવને કબૂલ રાખશે ? કે તેણે કરેલો કાયદાનો અર્થ ખરો હોય તોપણ તે અનર્થ છે એમ સમજી નવો કાયદો પસાર કરી હિંદુ-મુસલમાન ઇત્યાદિ ધર્મક્રિયાઓ પ્રમાણે થએલા વિવાહને કાયદેસર ગણશે ? સરકાર કાઇ એ વખતે દાદ દે તેવી હતી નહિ. જવાબ નકારમા આવ્યો. પેલા ઠરાવની સામે અપીલ કરવી કે નહિ એ વિચાર કરવા સત્યાગ્રહમંડળ બેઠું. છેવટે બધાએ નિશ્ચય કર્યો કે આવી બાબતમા અપીલ હોઇ જ ન શકે. જો અપીલ કરવી હોય તો સરકાર કરે અથવા સરકાર ઇચ્છે તો ખુલ્લી રીતે તેના વકીલ મારફત હિંદીઓનો પક્ષ લે તો જ હિંદીઓથી કરી શકાય. એ વિના અપીલ કરવી એ અમુક રીતે હિંદુ-મુસલમાન વિવાહ રદ થવાનું સાખ્યા બરાબર થાય. વળી તેવી અપીલ કર્યા પછી પણ જો તેમા હાર થાય તો સત્યાગ્રહ જ કરવાનો હોય, તો પછી આવા અપમાનને વિષે અપીલ કરવાપણું હોય જ નહિ.

હવે સમય એવો આવ્યો કે શુભ ચોઘડિયા કે શુભ તિથિની રાહ જોવાય જ નહિ. સ્ત્રીઓનું અપમાન થયા પછી ધીરજ કેમ રહે ? થોડા કે ઘણા જેટલા મળે તેટલાથી સત્યાગ્રહ તીવ્ર રૂપે શરૂ કરવાનો ઠરાવ કર્યો. હવે સ્ત્રીઓને લડાઇમા જોડાતાં ન રોકી શકાય, એટલું જ નહિ પણ સ્ત્રીઓને લડાઇમા દાખલ થવાને નોતરવાનો નિશ્ચય કર્યો. પ્રથમ તો જે બહેનો ટૉલ્સ્ટૉય

ફાર્મમાં રહી હતી તેઓને નોતરી. તે બહેનો તો દાખલ થવા તલપી રહી હતી. મેં તેમને લડતના બધાં જોખમોનું ભાન કરાવ્યું. ખાવાપીવામાં, પોષાકમાં, સુવાબેસવામાં અંકુશ હશે એ સમજાવ્યું. જેલોમાં સખ્ત મજૂરી સોંપે, કપડાં ધોવડાવે, અમલદારો અપમાન કરે વગેરે બાબતની ચેતવણી આપી. પણ આ બહેનો એક પણ વસ્તુથી ડરી નહિ. બધી બહાદુર હતી એકને તો કેટલાક માસ ચઢયા હતા; કોઇને બાળક હતાં, તેવીઓએ પણ દાખલ થવાનો આગ્રહ કર્યો હું તેમાની કોઇને રોકવા અસમર્થ હતો. આ બધી બહેનો તામિલ હતી. તેઓનાં નામ નીચે પ્રમાણે છેઃ

**૧. શ્રીમતી થંબી નાઈડુ; ૨. શ્રીમતી એન. પિલ્લે; ૩. શ્રીમતી કે. મુરગેસા પિલ્લે; ૪. શ્રીમતી એ પી. નાઈડુ; ૫. શ્રીમતી પી કે નાયડુ; ૬. શ્રીમતી ચિન્નસ્વામી પિલ્લે, ૭. શ્રીમતી એન. એસ. પિલ્લે ૮. શ્રીમતી આર એ મુદલિંગમ; ૯ શ્રીમતી ભવાની દયાલ; ૧૦ શ્રીમતી એમ પિલ્લે; ૧૧. શ્રીમતી એમ. બી. પિલ્લે**

આમાથી છ બહેનો ધાવણા બાળકો સાથે હતી.

ગુન્હો કરીને કેદ થવું સહેલું છે. નિર્દોષ રહેતાં છતાં પકડાવું મુશ્કેલ છે. ગુન્હેગાર પકડાવા ઇચ્છતો નથી તેથી પોલીસ તેની પૂઠે ઊભેલી હોય છે અને તેને પકડે છે. સ્વેચ્છાએ અને નિર્દોષ રહી જેલમાં જનારને પોલીસ ન ચાલતા જ પકડે છે. આ બહેનોનો પ્રથમ યત્ન નિષ્ફળ ગયો. તેમણે વગર પરવાને ફેરી કરી પણ પોલીસે તેમને પકડવા ના પાડી. તેમણે ફ્રીનિખનથી ઓરેંજિયાની સરહદમાં વિના પરવાનગીએ પ્રવેશ કર્યો છતા કોઇ પકડે નહિ. હવે કઇ રીતે પકડાવું એ સ્ત્રીઓને સવાલ થઇ

પડ્યો. પકડાય તેવા મરદો ઘણા તૈયાર ન હતા. જે તૈયાર હતા તેમને પકડાવું સહેલું નહોતું.

છેલ્લો રસ્તો ધાર્યો હતો તે લેવાનો નિશ્ચય કર્યો. એ પગલું ઘણું તેજસ્વી નીવડયું. મેં ધાર્યું હતું કે છેવટને સમયે મારી સાથે ફીનિક્સમાં રહેલા બધાને હોમવા છે. એ મારે સારૂ આખરનો ત્યાગ હતો. ફીનિક્સમાં રહેનાર અંગતના સાથીઓ અને સગાં હતા. છાપું ચલાવવા જેટલા માણસો જોઇએ તે અને સોળ વર્ષની અંદરના બાળકોને છોડી બાકીના બધાને જેલ-યાત્રા કરવા મોકલવા એ ધારણા હતી. આથી વધારે ત્યાગ કરવાનુ સાધન મારી પાસે ન હતું. ગોખલેને લખતાં જે છેવટના સોળ જણ ધારેલા તે આમાંના જ હતા. આ મંડળીને સરહદ ઓળગાવી ટ્રાન્સવાલમાં દાખલ કરીને દાખલ થતા વગર પરવાને પ્રવેશ કરવાના ગુન્હા સારૂ પકડાવી દેવાની હતી. એવો ભય હતો કે જો પ્રથમથી આ પગલાની વાત જાહેર કરવામાં આવે તો તેઓને સરકાર ન પકડે તેથી બેચાર મિત્રો સિવાય કોઇને આ વાતની મેં જાણ કરી નહોતી. સરહદ ઓળંગતી વેળા પોલીસના અમલદાર હમેશાં નામઠામ પૂછે આ વખતે નામઠામ ન આપવાં એ પણ યોજનામાં હતું. અમલદારને નામ-ઠામ ન આપવાં એ પણ એક નોખો ગુન્હો ગણાતો હતો. નામ-ઠામ આપતા તેઓ મારા સગાસંબંધીમાના છે એમ જાણે તો પોલીસ ન પકડે એ ભય હતો, તેથી નામઠામ ન આપવાનો ઇરાદો કર્યો હતો, અને આ પગલાની સાથે જે જે બહેનો ટ્રાન્સવાલમા પકડાવાનો પ્રયત્ન કરી રહી હતી તે બહેનોને નાતાલમાં દાખલ થવાનું હતું. જેમ નાતાલમાથી ટ્રાંસવાલમાં પરવાના વિના દાખલ થવું એ ગુન્હો ગણાતો તેમજ ટ્રાંસવાલમાથી

નાતાલમા દાખલ થવા વિષે પણ હતું. એટલે આ બહેનોએ જો તેમને પકડે તો નાતાલમા પકડાવાનું હતુ, અને જો ન પકડે તો તેઓને નાતાલમા કોલસાની ખાણો હતી તેના મથક ન્યુકૅસલમા જઇ ત્યા મજૂરોને નીકળી જવાને વિનવવા એમ ઠર્યું હતુ. આ બહેનોની માતૃભાષા તામિલ હતી; તેમને થોડું-ઘણું હિંદુસ્તાની પણ આવડે જ, અને મજૂરવર્ગનો ઘણો ભાગ મદ્રાસ ઇલાકાનો તામિલ, તેલુગુ ઇત્યાદિ હતો. બીજા પણ પુષ્કળ હતા. જો મજૂરો આ બહેનોની વાત સાભળી પોતાનું કામ છોડે તો તેઓને પણ મજૂરોની સાથે સરકાર પકડ્યા વિના ન જ રહે; તેથી મજૂરોમા વધારે ઉત્સાહ આવે એવો પૂરો સંભવ હતો. આ પ્રમાણે વ્યૂહરચના મનમા ગોઠવી ટ્રાંસવાલની બહેનોને સમજણ આપી હતી.

પછી હું ફીનિક્સ ગયો. ફીનિક્સમા સૌની સાથે બેસીને વાત કરી. પ્રથમ તો ફીનિક્સમાં રહેતી બહેનોની સાથે મસલત કરવાનું હતું. બહેનોને જેલમા મોકલવાનુ પગલું ઘણું ભયકર છે એ હું જાણતો હતો. ફીનિક્સમા રહેનારી ઘણી બહેનો ગુજરાતી હતી. તેથી પેલી ટ્રાંસવાલવાળી બહેનોના જેવી કસાયલી અથવા અનુભવવાળી ન ગણાય. વળી ઘણીખરી મારી સગી એટલે કેવળ મારી શરમને લીધે જ જેલમા જવાનો વિચાર કરે, અને પછી અણીને વખતે ગભરાઇને અથવા જેલમા ગયા પછી અકળાઇ માફી વગેરે માગે તો મને આઘાત પહોચે, લડાઇ એકદમ નબળી પડી જાય, એ વસ્તુ પણ રહી હતી. મારી પત્નીને તો મારે ન જ લલચાવવી એ નિશ્ચય હતો. તેનાથી નાચે ન પડાય અને હા પાડે તો તે હાની પણ કેટલી કિંમત કરવી એ હુ ન કહી શકું. આવા જોખમના કામમા

સ્ત્રી પોતાની મેળે જે પગલું ભરે તે જ પુરુષે સ્વીકારવું જોઇએ અને ન ભરે તો પતિએ તેને વિષે જરાયે દુઃખી ન થવું જોઇએ એ હું સમજતો હતો, તેથી મેં તેની સાથે કંઇ પણ વાત ન કરવી એમ ધાર્યું. બીજી બહેનોની સાથે મેં વાત કરી; તેઓએ ટ્રાન્સવાલની બહેનોની જેમ બીડું ઝડપી લીધું અને જેલજાત્રા કરવાને તૈયાર થઈ. ગમે તે દુઃખ સહન કરીને પણ જેલ પૂરી કરશું એવી મને ખાતરી આપી આ બધી વાતનો સાર મારી પત્નીએ પણ જાણી લીધો, અને મને કહ્યું: "મને આ વાતની ખબર નથી આપતા એનું મને દુઃખ થાય છે મારામાં એવી શી ખામી છે કે હું જેલમા ન જઇ શકું? મારે પણ એ જ રસ્તો લેવો છે કે જે લેવાની આ બહેનોને તમે સલાહ આપી રહ્યા છો." મેં કહ્યું: "મારે તને દુઃખ લગાડવાનુ હોય જ નહિ. આમા અવિશ્વાસની વાત નથી. હું તો તારા જવાથી રાજી જ થાઉં. પણ મારી માગણીથી તું ગઇ છે એવો આભાસ સરખો મને ન ગમે. આવાં કામ સૌ પોતાની હિમ્મતથી જ કરે. હું કહુ એટલે સહેજે મારૂં વચન રાખવાની ખાતર તું ચાલી જાય, પછી કોરટમા ઊભતાં જ ધ્રૂજી જાય અને હારે અથવા તો જેલનાં દુઃખથી ત્રાસે તો તેમા તારો દોષ તો હું ન ગણું, પણ મારા હાલ શા થાય? હું તને કઇ રીતે સંઘરી શકું અને જગતની સામે કયી રીતે ઊભી શકું, એવા ભયથી જ મે તને લલચાવી નથી." મને જવાબ મળ્યો: "હુ હારીને છુટી આવું તો મને ન સંઘરવી. મારાં છોકરાયે સહન કરી શકે, તમે બધા સહન કરી શકો અને હું જ એકલી ન સહન કરી શકું એવું તમારાથી કેમ ધારી શકાય? મારે આ લડતમાં દાખલ થયે જ છૂટકો છે." મેં જવાબ આપ્યો: "તો મારે

તને દાખલ કર્યે જ છૂટકો છે. મારી શરત તો તું જાણે છે, મારો સ્વભાવ તું જાણે છે. હજુ પણ વિચાર કરવો હોય તો ફરી વિચાર કરજે અને પુખ્ત વિચાર કર્યા પછી ન ભળવું એમ લાગે તો તને છૂટ છે એમ સમજજે. અને નિશ્ચય બદલવામાં હજુ કશી શરમ પણ નથી એ પણ જાણજે" મને જવાબ મળ્યો: "વિચાર બિચાર કાંઇ કરવાના છે જ નહિ મારો નિશ્ચય જ છે." ફીનિક્સમાં બીજા નિવાસીઓ હતા તેઓને પણ સ્વતંત્રપણે નિશ્ચય કરવાનું મેં સૂચવ્યું હતું. લડાઇ થોડી મુદત ચાલો કે લાંબી મુદત, ફીનિક્સ કાયમ રહો કે જમીનદોસ્ત થાઓ, જનારા સાજા રહો કે માંદા પડો, પણ કોઇથી ન જ છૂટી શકાય, એ શરતો ફરીફરીને અને પેરેપેરે કરીને મેં સમજાવી હતી. સૌ તૈયાર થયા. ફીનિક્સની બહારનામાં એક માત્ર રૂસ્તમજી જીવણજી ઘોરખોદુ હતા. તેમનાથી આ બધી મસલતો હું છૂપી રાખી શકું એમ ન હતું તે પાછળ રહે એમ પણ ન હતું. તેમણે જેલ તો ભોગવી જ હતી, પણ ફરી જવાનો તેમનો આગ્રહ હતો. આ ટુકડીના નામ નીચે પ્રમાણે:

**૧. સૌ. કસ્તુર મોહનદાસ ગાંધી, ૨ સૌ. જયાકુંવર મણિલાલ ડાક્ટર, ૩ સૌ. કાશી છગનલાલ ગાંધી, ૪. સૌ. સંતોક મગનલાલ ગાંધી, ૫. શ્રી૦ પારસી રૂસ્તમજી જીવણજી ઘોરખોદુ, ૬. શ્રી૦ છગનલાલ ખુશાલચંદ ગાંધી, ૭. શ્રી૦ રાવજીભાઇ મણિભાઈ પટેલ, ૮. શ્રી. મગનભાઇ હરિભાઇ પટેલ, ૯. શ્રી૦ સૉલોમન રૅાયપન, ૧૦. ભાઈ રામદાસ મોહનદાસ ગાંધી, ૧૧ ભાઇ રાજુ ગોવિંદુ, ૧૨. ભાઈ શિવપુજન બદ્રી, ૧૩ ભાઇ ગોવિંદ રાજુલુ, ૧૪. કુપ્પુસ્વામી મુદલીઆર, ૧૫. ભાઈ ગોકળદાસ હંસરાજ, ૧૬. ભાઈ રેવાશંકર રતનશી સોઢા.**

પછી શું થયું તે હવેના પ્રકરણમા.

## પ્રકરણ ૧૬ મું

### સ્ત્રીઓ કેદમાં

આ ટુકડી સરહદ ઓળંગી વગર પરવાને ટ્રાન્સવાલમા દાખલ થવા સારૂ કેદમા જવાની હતી. નામો ઉપરથી વાચનાર જોશે કે એ નામોમાના કેટલાક એવા છે કે પ્રસિદ્ધ થયે પોલીસ તેઓને કદાચ ન પકડે મારે વિષે એમજ થયું હતું. બેએક વાર પકડ્યા પછી સરહદ ઓળંગતી વેળા મને પકડવાનુ પોલીસે છોડી દીધુ હતું. આ ટુકડીના નીકળવાની ખબર કોઇને નહોતી આપવામાં આવી. છાપાને તો શાની અપાય? વળી તેઓને એવી સમજુતી આપવામાં આવી હતી કે તેઓએ પોલીસને પણ પોતાના નામ-ઠામ ન આપવા અને પોલીસને કહેવું કે અદાલતમાં નામ આપશું

પોલીસની આગળ આવા કેસ ઘણી વેળા આવતા. હિંદીઓને પકડાવાની આદત પડ્યા પછી ઘણી વેળા તો કેવળ મીઠી-પજવણી કરવાને સારૂ પણ તેઓ નામ ન આપતા. એટલે પોલીસને આ વેળા કંઇ વિચિત્ર ન લાગ્યુ. પોલીસે આ ટુકડીને પકડી. કેસ ચાલ્યો ને બધાને ત્રણ ત્રણ માસની સખત મજૂરીની કેદ મળી.

જે બહેનો ટ્રાન્સવાલમા પકડાવાના પ્રયત્નમા નિરાશ થઇ હતી તે નાતાલમા દાખલ થઇ. તેઓને વગર પરવાને દાખલ થવા સારૂ પોલીસે ન પકડી. જો ન પકડે તો તેઓએ ન્યુ-કૅસલમાં થાણું કરી કોલસાની ખાણના હિંદી મજૂરોને પોતાનું કામ છોડવા વીનવવા એમ ઠર્યું હતું. ન્યુકૅસલ નાતાલમા કોલસાની ખાણોનું મથક છે. આ ખાણોમા મુખ્યત્વે હિંદી મજૂરો હતા. બહેનોએ કામ શરૂ કર્યું. તેની અસર વીજળીની જેમ ફેલાઇ. ત્રણ પૌંડના કરની હકીકતે મજૂરોને પીગળાવ્યા. તેઓએ પોતાનું કામ છોડ્યું. મને તાર મળ્યો. હું રાજી થયો પણ તેટલો જ ગભરાયો. મારે શું કરવું ? હું આ અદ્ભુત જાગ્રતને સારૂ તૈયાર ન હતો. મારી પાસે પૈસા ન હતા, ન હતા એટલા માણસ કે જેઓ આ કાર્યને પહોચી વળે. મારી ફરજ હું સમજતો હતો. મારે ન્યુકૅસલ જવું ને જે થાય તે કરવું. હું ઉપડ્યો.

આ બહાદુર બહેનોને હવે કંઇ સરકાર છોડે ? તે પકડાઇ અને પહેલી ટુકડીને મળી. તેઓને પણ એ જ સજા મળી અને એ જ જગ્યાએ કેદમા રાખી. દક્ષિણ આફ્રિકાના હિંદીઓ જાગ્યા. તેઓની નિદ્રા ભાગી. તેઓમા નવું ચેતન આવ્યુ જણાયું. પણ સ્ત્રીઓના બલિદાને હિંદુસ્તાનને પણ જગાડ્યું. સર ફિરોજશાહ મહેતા આજ લગી તટસ્થ હતા. ૧૯૦૧ ની સાલમાં મને તેમણે ઠપકો આપી ત્યા ન જવા સમજાવ્યો હતો. તેમનો અભિપ્રાય હું અગાઉ જણાવી ગયો છુ. સત્યાગ્રહની લડતે પણ તેમની ઉપર થોડી જ છાપ પાડી હતી. પણ સ્ત્રીઓની કેદે તેમના ઉપર જાદુઇ અસર કરી. તેમણે પોતે જ પોતાના ટાઉનહૉલના ભાષણમા જણાવ્યુ કે સ્ત્રીઓની કેદે તેમની

શાંતિ પણ ભાગી છે. હિંદુસ્તાનથી હવે શાંત રહી બેસાય જ નહિ.

સ્ત્રીઓની બહાદુરીની શી વાત ! બધીને નાતાલની રાજધાની મારિત્સબર્ગમાં રાખવામાં આવી. અહીં તેઓને ઠીક દુઃખ દેવામાં આવ્યું. ખોરાકમાં તેઓની જરા પણ કાળજી ન રાખવામાં આવી. મજૂરીમાં તેઓને ધોબીનું કામ આપવામાં આવ્યું. બહારથી ખોરાક આપવાની સખત મનાઇ લગભગ આખર સુધી રખાઇ. એક બહેનને અમુક જ ખોરાક લેવાનું વ્રત હતું. તેને તે ખોરાક ઘણી મુશીબતે આપવાનો ઠરાવ થયો, પણ તે એવો ખરાબ કે ખાધો જાય નહિ. ઑલિવ ઑઇલની ખાસ જરૂર હતી. તે પ્રથમ તો ન જ મળ્યું. પછી મળ્યું; પણ તે જૂનું ને ખોરૂં. પોતાને ખર્ચે મંગાવવાની વિનંતિ કરવામાં આવી તેના જવાબમાં 'આ કંઇ હોટેલ નથી. જે મળે તે ખાવું પડશે' એવો જવાબ મળ્યો. આ બહેન જ્યારે જેલમાંથી નીકળી ત્યારે તે માત્ર હાડપિંજર રહી હતી. મહા પ્રયાસે તે બચી.

બીજી એક જીવલેણ તાવ લઇને નીકળી. તેના તાવે જેલમાંથી નીકળ્યા બાદ તેને થોડા જ દિવસમાં પ્રભુને ત્યાં પહોંચાડી. એને હું કેમ ભૂલું ! વાલિયામા અઢાર વર્ષની બાળા હતી. હું તેની પાસે ગયો ત્યારે તે પથારીવશ હતી. તે કદમાં ઊંચી હોવાથી તેનું લાકડી જેવું શરીર બીહામણું લાગતું હતું.

"વાલિયામા, જેલ જવાનો પશ્ચાત્તાપ તો નથી ના ?"

"પશ્ચાત્તાપ શાને હોય ! મને ફરી પકડે તો હું હમણાં જ જેલ જવા તૈયાર છું."

"પણ આમાથી મોત નીપજે તો ?" મેં પૂછ્યું.

"ભલે નીપજે. દેશને ખાતર મરવું કોને ન ગમે ?"

આ વાત પછી વાલિયામા થોડા દિવસમાં મૃત્યુ પામી. તેનો દેહ ગયો, પણ આ બાળા પોતાનું નામ અમર કરી ગઈ છે વાલિયામાની પાછળ શોક દર્શાવનારી સભાઓ ઠેકઠેકાણે થઈ અને કોમે આ પવિત્ર બાઇના સ્મરણાર્થે 'વાલિયામા હૉલ' બાંધવાનો ઠરાવ કર્યો. આ હૉલ બાંધવાનો ધર્મ હજુ કોમે પાળ્યો નથી. તેમા વિઘ્નો આવ્યા છે. કોમમાં કુસંપ પેઠો. મુખ્ય કાર્યકર્તાઓ એક પછી એક ચાલ્યા ગયા. પણ પથ્થર ને ચૂનાનો હૉલ બંધાઓ વા ન બંધાઓ, વાલિયામાની સેવાનો નાશ નથી. એ સેવાનો હૉલ તો તેણે પોતાને હાથે જ બાંધ્યો તેની મૂર્તિ ઘણાં હૃદયમંદિરોમાં આજ પણ બિરાજે છે. અને જ્યા લગી ભારતવર્ષનું નામ છે ત્યા લગી દક્ષિણ આફ્રિકાના ઇતિહાસમાં વાલિયામા છે જ.

આ બહેનોનું બલિદાન વિશુદ્ધ હતું. એ બિચારી કાયદાની બારીકીઓ જાણતી ન હતી. તેમાની ઘણીને દેશનું ભાન ન હતુ. તેમનો દેશપ્રેમ કેવળ શ્રદ્ધા ઉપર નિર્ભર હતો. તેમાની કેટલીક નિરક્ષર હતી, એટલે છાપુ ક્યાથી વાંચી જાણે ? પણ તે જાણતી હતી કે કોમના માનવસ્ત્રનું હરણ થતુ હતું. તેમનુ જેલ જવું તેમનો આર્તનાદ હતો, શુદ્ધ યજ્ઞ હતો. આવી હૃદયની પ્રાર્થના પ્રભુ સાભળે છે. યજ્ઞની શુદ્ધતામા તેની સફળતા રહેલી છે. પ્રભુ ભાવનાનો ભૂખ્યો છે. ભક્તિપૂર્વક એટલે નિઃસ્વાર્થ બુદ્ધિથી અપાએલું પાદડું, પુષ્પ કે પાણી પણ ઇશ્વર હેતે સ્વીકારે છે ને તેનું કરોડગણું ફળ દે છે સુદામાના ઘેલા ચપટી ચોખાની ભેટે તો તેની વર્ષોની ભૂખ ભાગી. ઘણાના જેલમા જવાથી ફળ નયે આવે પણ એક જ શુદ્ધ આત્માએ ભક્તિપૂર્વક કરેલું અર્પણ કોઈ કાળે અફળ જાય નહિ. કોણ જાણે છે કે દક્ષિણ

આફ્રિકામા કોનો કોનો યજ્ઞ ફળ્યો? પણ એટલું તો આપણે જાણીએ જ છીએ કે વાલિયામાનો તો ફળ્યો જ. બહેનોનો તો ફળ્યો જ.

સ્વદેશયજ્ઞમાં; જગતયજ્ઞમા અસંખ્ય હોમાયા છે, હોમાઇ રહ્યા છે ને હોમાશે એ જ યથાર્થ છે. કેમકે કોઇ જાણતું નથી કે કોણ શુદ્ધ છે. પણ સત્યાગ્રહીઓ આટલું તો સમજે જ કે તેમનામાં એક પણ શુદ્ધ હોય તો તેનો યજ્ઞ ફળ નીપજાવવાને સારૂ બસ છે. પૃથ્વી સત્યના બળ પર ટકેલ છે. અસત્ — અસત્ય — એટલે 'નથી,' સત્—સત્ય — એટલે 'છે.' અસતને જ્યા હસ્તી જ નથી ત્યા તેની સફળતા શી હોય? અને 'છે' તેનો નાશ કોણ કરી શકનાર છે? આટલામાં સત્યાગ્રહનું આખું શાસ્ત્ર છે.

# પ્રકરણ ૧૭ મું

## મજૂરોની ધારા

બહેનોના આ ત્યાગની અસર મજૂરો પર અદ્ભુત થઇ. ન્યુકૅસલની નજીકની ખાણોમાના મજૂરોએ પોતાના ઓજાર છોડયાં. તેઓની ધારા ચાલી. મને ખબર પડતા મે ફીનિક્સ છોડયું ને હું ન્યુકૅસલ પહોંચ્યો.

આવા મજૂરોને પોતાના ઘર હોતાં નથી. માલિકો જ તેઓને સારૂ ઘર બનાવે છે, માલિકો તેઓના રસ્તાઓ ઉપર દીવાબત્તી મૂકે છે. માલિકો જ તેઓને પાણી પણ આપે છે. એટલે મજૂરો દરેક રીતે પરાધીન થાય છે. અને તુલસીદાસે કહ્યું છે તેમ—

'પરાધીન સપને સુખ નાહીં'

મારી પાસે અનેક જાતની ફરિયાદો આ હડતાળિયા લાવવા મંડયા. કોઇ કહે માલિકો રસ્તાની બત્તી બંધ કરે છે, કોઇ કહે પાણી બંધ કરે છે. કોઇ કહે તેઓ હડતાળિયાઓનો સરસામાન તેઓની કોટડીઓ બહાર ફેંકી દે છે. એક પઠાણે આવી મારી પાસે પોતાનો વાંસો બતાવ્યો ને બોલ્યો, "યહ દેખો. મુઝે કૈસે મારા હૈ મૈંને આપકે લિયે બદમાશ કો છોડ દીયા હૈ. આપકા યહી હુકમ હૈ મૈં પઠાન હું. ઔર પઠાન કભી માર ખાતા નહીં હૈ. માર મારતા હૈ."

મેં જવાબ આપ્યો: " ભાઇ, તુમને બહોત હી અચ્છા કામ કિયા. ઇસીકો મૈં સચ્ચી બહાદુરી કહતા હું. તુમારે જૈસે લોગો સે હમ જીતેંગે "

મેં આમ મુબારકબાદી તો આપી, પણ મનમા વિમાસ્યું કે આવું ઘણાને બને તો હડતાળ નહિ ચાલે. મારનું છોડીએ તો માલિકોની ફરિયાદ પણ શી કરવી? હડતાળ કરનારના બત્તી, પાણી વગેરેની સગવડો માલિકો કાપી નાખે તો તેમાં ફરિયાદને ઝાઝુ સ્થાન નથી. હો કે ન હો, લોકો એવી સ્થિતિમાં કેમ નભી શકે? મારે કંઇક ઉપાય વિચારી લેવો જોઇએ. અથવા તો લોકો કેવળ થાકીને કામ ઉપર ચડે તેના કરતાં તેઓ પોતાની હાર કબૂલ કરીને પાછા કામે જાય એ જ સારૂં. પણ એવી સલાહ મારે મુખેથી લોકો ન જ સાભળે. રસ્તો એક જ હતો કે લોકોએ માલિકોની કોટડીઓ છોડવી એટલે 'હિજરત' કરવી.

મજૂરો પાચ પચીસ ન હતા, સેંકડો હતા; હજારો થતાંય વાર ન લાગે. તેઓને સારૂ મકાન કયાંથી કાઢું? ખાવાનું કયાંથી લાવું? હિંદુસ્તાનથી પૈસા મંગાવવા નહોતા. ત્યાંથી જે પૈસાનો વરસાદ વરસેલો તે હજુ વરસવો શરૂ નહોતો થયો. હિંદી વેપારીઓ એટલા ડરી ગયા હતા કે તેઓ મને જાહેર રીતે કંઇ મદદ આપવા તૈયાર ન હતા. તેઓનો વેપાર ખાણના માલિકો સાથે ને બીજા ગોરાઓની સાથે રહ્યો એટલે તેઓ, ખુલ્લી રીતે મને કેમ મળે? હું જ્યારે જ્યારે ન્યુકૅસલ જતો ત્યારે તેમને ત્યાં ઉતરતો. આ વેળા મેં પોતે જ તેમનો રસ્તો સરળ કરી મૂક્યો. બીજી જગ્યાએ જ ઉતરવાનો નિશ્ચય કર્યો.

હું જણાવી ગયો છું કે જે બહેનો ટ્રાન્સવાલથી આવી હતી તેઓ દ્રાવિડ પ્રાંતની હતી. તેમનો ઉતારો એક દ્રાવિડ કુટુંબ

જે ખ્રિસ્તી હતું તેમને ત્યા હતો. એ કુટુંબ મધ્યમ સ્થિતિનું હતું. તેને નાનો જમીનનો ટુકડો હતો ને બે ત્રણ કોટડીવાળું ઘર હતું. મે અહીં ઉતરવાનો નિશ્ચય કર્યો. ઘરધણીનું નામ લૅઝરસ હતું. ગરીબને કોની બીક હોય? આ બધા મૂળ ગિરમિટિયા કુટુંબના હોય એટલે તેમને અથવા તેમના સગાને ત્રણ પૌંડ દેવાના હોય. ગિરમિટિયાના દુ:ખોનો તેમને પૂરો પરિચય હોય જ એટલે તેમના પ્રત્યે લાગણી પણ પૂરી હોય. આ કુટુંબે મને વધાવી લીધો. મને વધાવી લેવો એ કોઇ કાળે મિત્રોને સારૂ સહેલું તો રહ્યુ જ નથી પણ આ વેળા મને વધાવવો એટલે આર્થિક નાશને વધાવવો, કદાચ જેલને પણ વધાવવી પડે એવુ હતું. આવી સ્થિતિમા મૂકાવાને તૈયાર ધનિક વેપારી થોડા જ હોઇ શકે. મારે મારી અને તેમની મર્યાદા સમજી તેમને કફોડી સ્થિતિમા ન મૂકવા જોઇએ. લૅઝરસને બિચારાને થોડો પગાર ખોવો પડે તો તે ખુએ. તેને કેદમા કોઇ લઈ જાય તો ભલે પણ તે પોતાનાથી પણ ગરીબ એવા ગિરમિટિયાનું દુ:ખ કેમ નીરાતે સાખે? તેને જ ત્યા રહેલી બહેનો આ ગિરમિટિયાની મદદે આવતા જેલમાં જતી તેણે જોઇ. તેમના પ્રત્યે પણ પોતાની ફરજ છે એમ ભાઈ લૅઝરસે વિચાર્યું ને મને સંઘર્યો. સંઘર્યો તો ખરો પણ પોતાનું સર્વસ્વ આપ્યુ. મારા તેને ત્યા જવા પછી તેનું ઘર ધર્મશાળા થયું. સેંકડો માણસો ગમે તેવા આવે ને જાય. તેના ઘરની આસપાસની જમીન માણસોથી ખદબદી ઉઠી. તેને ઘેર ચોવીસ કલાક રસોડું ચાલ્યું. તેમાં તેની ધર્મપત્નીએ કાળજાતૂટ મહેનત કરી. અને એમ છતા બન્નેનો હસમુખો ચહેરો કાયમ હતો. મેં તેમની મુખાકૃતિમાં કદી અણગમો ન જોયો.

પણ લૅઝરસ કંઇ સેંકડો મજૂરોને ખાવાનું પૂરૂં પાડી શકે? મજૂરોને મેં સંભળાવી દીધુ કે તેઓએ પોતાની હડતાળ કાયમની સમજી પોતાના માલિકોએ આપેલાં ઝૂંપડાં છોડવાં રહ્યા. સામાન વેચવા જેવો હોય તે વેચી નાખે. બાકીનો પોતાની કોટડીમા મૂકી રાખે. માલિકો તેને હાથ નહિ લગાડે, અને વધારે વેર વાળવા સામાન ફેંકી દે તો તે જોખમ પણ મજૂરોએ ખેડવું. મારી પાસે તેઓ પોતાના પહેરવાના કપડા ને ઓઢવાની કામળી ઉપરાંત કંઈ પણ ન લાવે. જ્યાં લગી હડતાળ ચાલે ને જ્યા લગી તેઓ જેલ બહાર રહે ત્યા લગી હું તેઓની જોડે જ રહીશ ને ખાઈશપીશ. આ શરતે તેઓ બહાર નીકળી આવે તો અને તો જ તેઓ ટકી શકે ને કોમની જીત થાય. તેમ કરવાની જેની હિમત ન હોય તેણે પોતાના કામ પર જોડાઈ જવું. જે જોડાય તેનો કોઇએ તિરસ્કાર ન કરવો; કોઇએ તેની પજવણી ન કરવી. આ શરતોનો કોઇએ ઇનકાર કર્યો હોય એવું મને યાદ નથી. મેં કહ્યું તે જ દિવસથી હિજરત કરનાર — ઘર ત્યાગી-ઓની કતાર જામી. સૌ પોતાના બૈરાછોકરાને લઈ માથે પોતાનાં પોટલા મૂકી આવવા લાગ્યા. મારી આગળ ઘરને સારૂ માત્ર જમીન હતી. સારે નસીબે આ મોસમમા વરસાદ ન હતો, તેમ ટાઢ પણ ન હતી.

ખોરાકને સારૂ મારો વિશ્વાસ હતો કે વેપારીવર્ગ પાછી પાની નહિ કરે. ન્યુકૅસલના વેપારીઓએ રાંધવા વાસણો આપ્યા ને ચાવલ તથા દાળના બસ્તા ( ગુણો ) મોકલ્યા. બીજાં ગામો-માંથી પણ દાળ, ચાવલ, લીલોતરી, મસાલા વગેરેનો વરસાદ વરસ્યો. હુ ધારતો હતો તેના કરતાં આ વસ્તુઓ મારી પાસે વધારે આવવા લાગી. સહુ જેલ જવા તૈયાર ન થાય પણ

સહુની દિલસોજી તો હતી જ. સહુ યથાશક્તિ મદદનો ફાળો ભરવા રાજી હતા. જેઓ કંઈ આપી શકે તેવા ન હતા તેવાઓએ પોતાની ચાકરી દઈને મદદ કરી આ અજાણ્યા અશિક્ષિત માણસોને સંભાળવા સારૂ જાણીતા ને સમજુ સ્વયંસેવકો તો જોઇએ જ; તે મળી ગયા, અને તેઓએ અમૂલ્ય મદદ કરી. તેમાંના ઘણા તો પકડાયા પણ ખરા. આવી રીતે બધાએ યથાશક્તિ મદદ આપી અને માર્ગ સરળ થયો.

માણસોની ભીડ જામી. આટલા બધા અને નિરંતર વધતા જતા મજૂરોને એક જ સ્થળે ને વગર ધંધે સાચવવા અશક્ય નહિ તો ભયાનક કામ હતું. તેઓની શૌચાદિની ટેવો તો સારી હોતી જ નથી. આ સંઘમાં કેટલાક ગુન્હો કરી જેલ જઇ આવેલા પણ હતા. કોઇ તો ખૂનના ગુન્હાવાળા હતા; કોઈ ચોરીને સારૂ કેદ ભોગવી છૂટેલા હતા. કોઇ વ્યભિચારને સારૂ કેદ ભોગવી આવેલા હતા. હડતાળિયા મજૂરોમા મારાથી નીતિના ભેદ પડાય નહિ. ભેદ પાડું તો પણ કોણ કહે રાપીનો ઘા ? હું કાજી થવા બેસું તો વિવેકહીન બનું. મારૂં કાર્ય કેવળ હડતાળ ચલાવવાનું હતું. આમા બીજા સુધારાને ભેળવી શકાય તેમ ન હતું. છાવણીમા નીતિ જાળવવાનું કામ મારૂ હતુ આવનારા ભૂતકાળમા કેવા હતા તેની તપાસ કરવાનો મારો ધર્મ ન હતો. આવો શંભુમેળો સ્થિર થઇને બેસે તો ગુન્હા થયા વિના ન જ રહે. જેટલા દિવસ મેં કાઢ્યા તેટલા દિવસ શાતિથી ગયા એ જ ચમત્કાર હતો. કેમ જાણે સહુ પોતાનો આપદ્ધર્મ સમજી ગયા હોય નહિ એવી રીતે શાતિથી રહ્યા.

મને ઇલાજ મળ્યો મારે આ ટુકડીને ટ્રાન્સવાલમા લઇ જવી ને જેમ પેલા ૧૬ પકડાઇ ગયા તેમ આને જેલમા બેસાડી

દેવા. આ લોકોને થોડા થોડાની સંખ્યામા વહેંચી નાંખી તેમની પાસે સરહદ ઓળંગાવવી. એ વિચાર થયો તેવો જ મેં રદ કર્યો. તેમા ઘણો સમય જાય ને જે સામુદાયિક પગલાની અસર પડે તે થોડા થોડાના જેલ જવાની ન પડે.

મારી પાસે લગભગ પાંચ હજાર માણસ એકઠાં થયાં હશે. તે બધાંને ટ્રેનથી ન લઈ જવાય. એટલા પૈસા કયાથી કાઢું? અને એમાં લોકોની પરીક્ષા ન થઇ શકે. ન્યુકૅસલથી ટ્રાંસવાલની સરહદ ૩૬ માઇલ હતી. નાતાલનું સરહદી ગામ ચાર્લ્સટાઉન હતું; ટ્રાંસવાલનું વૉક્સરસ્ટ હતું. અંતે પગપાળા મુસાફરી કરવી એવો મે નિશ્ચય કર્યો મજૂરોની સાથે મસલત કરી. તેમાં સ્ત્રીઓ, બચ્ચા વગેરે હતા. કેટલાંકે આનાકાની કરી. હૃદય કઠણ કર્યા વિના મારી પાસે બીજો ઇલાજ ન હતો. જેને પાછું ખાણો ઉપર જવું હોય તે જઇ શકે છે, એમ જણાવ્યું. કોઇ પાછા જવાને તૈયાર ન હતા. જેઓ અપંગ હતા તેઓને ટ્રેનથી મોકલવાનો ઠરાવ કર્યો. બાકીના બધાએ પગે ચાલીને ચાર્લ્સટાઉન જવાની તૈયારી જાહેર કરી. આ મજલ બે દિવસમા પૂરી કરવાની હતી. આમ કરવાથી છેવટે તો સહુ રાજી થયા. બિચારા લૅઝરસ કુટુંબને પણ કંઇક રાહત મળશે એમ પણ લોકો સમજ્યા. અને ન્યુકૅસલમાં ગોરાઓ મરકીનો ભય રાખતા હતા ને અનેક પ્રકારના પગલા ભરવા ઇચ્છતા હતા તેઓ ભયમુક્ત થયા ને તેઓનાં પગલાંના ભયમાંથી અમે મુક્ત થયા.

આ કૂચની તૈયારી ચાલતી હતી તેવામા ખાણના માલિકોને મળવાનું મને કહેણ આવ્યું. હું ડરબન ગયો. પણ આ કિસ્સો નવું પ્રકરણ માગે.

## પ્રકરણ ૧૮ મું

### ખાણના માલિકો પાસે અને પછી

ખાણના માલિકોની માગણીથી હું તેમની પાસે ડરબન પહોંચ્યો. હું સમજ્યો કે માલિકો ઉપર કંઇક અસર થઇ છે ત્યાંથી કંઈ વળે એમ મે નહોતુ માન્યું; પણ સત્યાગ્રહીની નમ્રતાને હદ નથી હોતી. તે સમજુતીનો એક પણ અવસર જવા દેતો નથી. તેથી તેને કોઇ બીકણ ગણે તો તે પોતાને બીકણ ગણાવા દે છે. જેના હૃદયમા વિશ્વાસ છે ને વિશ્વાસથી નીપજતું બળ છે તેને બીજાની અવગણનાનો શોચ નથી થતો. તે પોતાના અંતરબળ ઉપર નિર્ભર રહે છે. આથી સહુને નમતો તે જગતનો મત કેળવે છે, ને તેને પોતાના કાર્ય તરફ આકર્ષે છે.

એથી મને માલિકોનું આમંત્રણ આવકારદાયક લાગ્યું. હું તેમની પાસે પહોચ્યો. મેં જોયું કે હવામાં ગરમી હતી. મારી પાસેથી સમજવાને બદલે તેમના પ્રતિનિધિએ મારી ઉલટ તપાસ શરૂ કરી. તેમને મેં યોગ્ય ઉતર વાળ્યા. તેમને કહ્યું કે "આ હડતાળ બંધ કરવી તમારા હાથમા છે."

"અમે કંઇ અધિકારી નથી." તેઓ તરફથી કહેવામા આવ્યું.

મેં કહ્યું, "તમે અધિકારી નથી છતાં ઘણું કરી શકો છો. તમે મજૂરોનો કેસ લડી શકો છો. તમે સરકારની પાસે ત્રણ પૌંડનો કર દૂર કરવાની માગણી કરો તો તે ન કરે એમ હું માનતો નથી; તમે બીજાઓનો મત કેળવી શકો છો."

"પણ સરકારે મૂકેલા કરની સાથે હડતાળને શો સંબંધ? માલિકો મજૂરોને દુઃખ દેતા હોય તો તમે તેમને કાયદેસર અરજી કરો."

"મજૂરોની પાસે હડતાળ સિવાય બીજો રસ્તો હું જોતો નથી. ત્રણ પૌંડનો કર પણ માલિકોને ખાતર મૂકવામાં આવ્યો છે. માલિકો મજૂરોની મજૂરી માગે છે, પણ તેઓની સ્વતંત્રતા નથી ઇચ્છતા. તેથી એ કર દૂર કરાવવાને સારુ મજૂરોની હડતાળમાં હું ક્યાંયે અનીતિ એટલે કે માલિકો પ્રત્યે અન્યાય જોતો નથી."

"ત્યારે તમે મજૂરોને કામ પર જવાનું નહિ કહો?"

"હું લાચાર છું."

"તમે પરિણામ જાણો છો?"

"હું સાવધાન છું, મારી જવાબદારીનો મને પૂરો ખ્યાલ છે."

"હા૨તો, તમારું શું જવાનું છે? પણ જે નુકસાન આ ભોળવાએલા મજૂરોને થાય છે એ તમે આપશો કે?"

"મજૂરોએ સમજપૂર્વક અને નુકસાનને ધ્યાનમાં રાખીને આ હડતાળ પાડી છે. સ્વમાનહાનિ કરતાં બીજું વધારે મોટું નુકસાન હું સમજી શકતો નથી. મજૂરો આ વાત સમજ્યા છે એ જ મને સંતોષ છે."

આવા પ્રકારની વાતો થઈ. આખી વાત મને આ વેળા યાદ નહિ આવી શકે. મને જે મુદ્દાઓ યાદ રહ્યા છે તે મેં

ટૂંકામા આપ્યા છે. માલિકોને પોતાનો કેસ લૂલો લાગ્યો એમ તો હું જોઇ શક્યો; કેમકે તેઓની મસલત સરકાર સાથે તો ચાલતી જ હતી.

જતા ને વળતા મેં જોયું કે ટ્રેનના ગાર્ડ વગેરેની ઉપર આ હડતાળની અને લોકોની શાંતિની છાપ બહુ સારી પડી હતી. મારી મુસાફરી તો ત્રીજા વર્ગમા ચાલતી હતી. પણ ત્યાંયે ગાર્ડ વગેરે અમલદારો મને ઘેરી લેતા, ખંતપૂર્વક હકીકત પૂછતા ને સૌ ફતેહ ઇચ્છતા. મને અનેક પ્રકારની ઝીણી સગવડો કરી આપતા. મારો તેમની સાથેનો સંબંધ હું નિર્મળ રાખતો. એક પણ સગવડને સારૂ હું તેઓને લાલચ ન આપતો. પોતાની ઇચ્છાએ વિનય જાળવે તો તે મને રુચિકર હતું, પણ વિનય વેચાતો લેવાનો પ્રયત્ન જ નહોતો કર્યો. ગરીબ, અભણ, અણુ-સમજુ મજૂરો આટલી દૃઢતા જાળવી શકે એ તેમને આશ્ચર્યકારક લાગ્યું. ને દૃઢતા તેમજ બહાદુરી એવા ગુણ છે કે જેની છાપ વિરોધીઓની ઉપર પણ પડ્યા વિના નથી રહેતી.

હું ન્યુકૅસલ પાછો પહોંચ્યો. લોકોની ધારા તો ચાલી જ રહી હતી. લોકોને બધી વાત ઝીણવટથી સમજાવી. તેમને પાછા જવું હોય તો જઇ શકે છે એમ પણ કહ્યું. માલિકોની ધમકીની વાત પણ કરી; ભવિષ્યમા રહેલા જોખમોનું વર્ણન પણ કરી બતાવ્યું. લડાઈ ક્યારે પૂરી થશે એ પણ ન કહી શકાય. જેલનાં દુ:ખ સમજાવ્યા, પણ લોકો અડગ રહ્યા. "તમે લડવા તૈયાર હશો ત્યાં લગી અમે હારવાના જ નથી, અમે દુ:ખ સમજીએ છીએ, અમારી ચિંતા ન કરજો." એવો નિર્ભય જવાબ મને મળ્યો.

મારે હવે તો કૂચ કરવાનું જ બાકી રહ્યું હતું એક દિવસ મળસ્કે ઊઠીને કૂચ કરવાનું લોકોને કહી દીધું. રસ્તે ચાલવાના નિયમો સંભળાવ્યા. પાંચ છ હજારનું ટોળું સાચવવું એ જેવી તેવી વાત ન હતી. તેઓની ગણત્રી તો મારી પાસે હતી જ નહિ. નહોતા નામઠામ. જે રહ્યા તે રહ્યા એમ હિસાબ હતો. સૌને સવાશેર રોટી અને અઢી રૂપિયાભાર ખાંડ સિવાય બીજો ખોરાક આપવાની શક્તિ ન હતી. આ ઉપરાંત રસ્તામા જો હિંદી વેપારીઓ કઇ આપે તો તે માગી લઇશ એમ કહ્યું હતું. પણ લોકોએ રોટી અને ખાંડથી સંતોષ વાળવાનો હતો. મને બોઅર લઢાઇ તથા હબસીની લઢાઇમા મળેલો અનુભવ ખૂબ કામમા આવ્યો. સાથે જોઇએ તે કરતા વધારે કપડાં ન જ રખાય એ શરત તો હતી જ. રસ્તામાં કોઇનો માલ ન લેવાય, અમલદારો અથવા કોઇ અંગ્રેજ મળે, ગાળો દે અથવા માર પણ મારે તે સહન કરવો, કેદ કરે તો થઇ જવું, હું પકડાઇ જાઉં તો પણ તેઓએ કૂચ ચાલુ રાખવી, વગેરે વાતોની સમજણ પાડી એક પછી એક માણસો મારી અવેજીમા કોણ કોણ નીમાશે એ પણ જણાવ્યું.

લોકો સમજ્યા. કાફલો સહીસલામત ચાર્લ્સટાઉન પહોચ્યો. ચાર્લ્સટાઉનમા વેપારીઓએ ખૂબ મદદ કરી. પોતાના મકાનોનો ઉપયોગ આપ્યો. મસ્જીદના ફળિયામા રસોઇ કરવાની રજા આપી. કૂચને વખતે જે ખોરાક અપાતો તે સ્થાયી મુકામમાં ન જ હોય એટલે રસોઇના વાસણો જોઇએ જ. તે પણ તેઓએ ખુશીથી આપ્યાં ચોખા વગેરે તો મારી પાસે ખૂબ થઇ ગયા હતા. તેમા પણ વેપારીઓએ પોતાનો હિસ્સો આપ્યો.

ચાર્લ્સટાઉન નાનું સરખુ ગામડું ગણાય. તેમા આ વેળા ભાગ્યે ચારપાંચ હજારની વસ્તી હશે; તેમાં આટલાં માણસોને સમાવવાં મુશ્કેલીની વાત હતી. બૈરાંછોકરાં વગેરેને જ મકાનોમા રાખ્યાં. ઘણાને તો મેદાનમાં જ મૂકી દીધા હતા.

અહીંનાં મધુર સ્મરણો ઘણા છે ને કેટલાંક કડવાં પણ છે. મધુર સ્મરણમા મુખ્યત્વે ચાર્લ્સટાઉનના આરોગ્યખાતાનુ ને તેના આરોગ્યખાતાના અમલદારનું છે. તેઓ આવડી વસ્તી વધેલી જોઇ ગભરાયા, પણ કંઇ પણ આકરા ઉપાય લેવાને બદલે મને જ મળ્યા, ને કેટલીક સૂચનાઓ કરીને મને મદદ કરવાનું પણ કહ્યું. ત્રણ વસ્તુની સંભાળ યુરોપના લોકો ગણે છે, આપણે નથી રાખતા. પાણીની સ્વચ્છતા, રસ્તાની અને પાયખાનાની સ્વચ્છતા. મારે પાણી ન ઢોળવા દેવું, જ્યા ત્યાં લોકોને લઘુશંકા ન કરવા દેવી અને ક્યાયે કચરો ન નાખવા દેવો; તેઓ બતાવે તે જ જગ્યાએ લોકોને મારે રાખવા અને ત્યાની સ્વચ્છતાને સારૂ મારે જવાબદાર થવું. આ બધુ મેં ઉપકાર સાથે કબૂલ કર્યું. મને પૂરી શાંતિ થઇ.

આપણા માણસોની પાસે આ નિયમોનું પાલન કરાવવું એ ઘણું કઠિન કામ છે. પણ લોકોએ અને સાથીઓએ તે સહેલું કરી મૂક્યુ. મારો અનુભવ સદાય એવો છે કે સેવક સેવા કરે ને હુકમ ન કરે તો ઘણું થઇ શકે છે. સેવક પોતે પોતાનું શરીર વાળે તો બીજા પણ વાળશે. આનો પૂરતો અનુભવ આ છાવણીમા મળ્યો. મારા સાથીઓ અને હું ઝાડુ વાળવાનું, મેલું ઉપાડવાનું વગેરે કામ કરતા જરાયે આચકો ન ખાતા. તેથી લોકો તે કામ હોંશે ઉચકી લેતા. આમ ન કરીએ તો કોને હુકમ કરાય? સૌ સરદાર થઇ બીજાને હુકમ કરે તે છેવટે કામ થાય જ નહિ.

પણ જ્યા સરદાર પોતે જ સેવક બને ત્યા બીજા સરદારીનો દાવો જ કેમ કરી શકે?

સાથીઓમાં કૅલનબૅક પહોચી ગયા હતા. મિસ શ્લેસીન પણ હાજર થઈ ગઈ હતી એ બાઈની મહેનત, કાળજી ને પ્રામાણિકપણાની સ્તુતિ જેટલી કરૂ તેટલી ઓછી છે. હિન્દીઓમા મર્હુમ પી કે. નાયડુ અને ક્રિસ્ટોફરના નામ મને અત્યારે તો યાદ આવે છે, બીજા પણ હતા. તેઓએ પણ ખૂબ મહેનત કરીને મદદ દીધી.

રસોઈમા ચોખા ને દાળ અપાતાં. લીલેતરી ખૂબ આવી પડી હતી, પણ તે નોખી રાધી શકાય તેવી સ્થિતિ જ નહોતી. એટલે તે દાળમા નાખવામા આવતી. નોખું રાધવાનો વખત ન મળે, તેટલા વાસણ પણ ન હોય રસોડું ચોવીસ કલાક ચાલતું, કેમકે માણસો ભૂખ્યાંતરસ્યાં ગમે ત્યારે આવી પહોચે ન્યુકૅસલમાં કોઈને રહેવાપણું જ ન હતું બધાને રસ્તાની ખબર હતી એટલે ખાણમાથી નીકળીને સીધા ચાર્લ્સટાઉન પહોંચે.

માણસોની ધીરજનો ને સહનશીલતાનો વિચાર કરૂ છું ત્યાં મારી આગળ ઇશ્વરનો મહિમા ખડો થાય છે રસોઇ કરનારમાં મુખિયો હું રહ્યો. કોઇ વેળા દાળમાં વધારે પાણી પડે તો કોઇ વેળા તે કાચી રહે. કોઈ વેળા શાક ન ચડ્યું હોય ને કોઇ વેળા ભાત પણ કાચો રહી જાય. આવું ખાણું હસતે ચેહરે લઇ જમનારા મેં જગતમાં ઘણા ભાળ્યા નથી. એથી ઉલટું દક્ષિણ આફ્રિકાની જેલમા એવો પણ અનુભવ લીધો છે કે સારા શિક્ષિત ગણાતાનો મિજાજ જરા ઓછુ કે મોડું કે કાચું મળ્યું છે તો ગયો છે.

રાંધવા કરતાં પીરસવાનું કામ વધારે મુશ્કેલ હતું; અને તે તો મારે હસ્તક જ રહે કાચાપાકાનો હિસાબ તો મારે જ આપવો રહ્યો ખોરાક ઓછો હોય ને માણસો વધી પડે ત્યારે ઓછું આપી સંતોષવાનું પણ મારે જ હાથ રહ્યું. એ બહેનો કે જે મેં ઓછું આપ્યું હોય ત્યારે પળવાર મારા સામુ ઠપકાની નજરે જોઇને પછી મને સમજી હસીને ચાલતી થાય એ દશ્ય જીંદગીભર ન ભૂલાય તેવાં છે. હું કહી દઉં કે 'હું લાચાર બન્યો છું. મારી પાસે પકાવેલું થોડું છે ને જણા ઘણા છે એટલે મારે ભાગે પડતું જ આપવું રહ્યું.' આટલું સમજે એટલે 'સંતોષમ્' કહી હસીને રવાના થાય.

આ તો બધા મધુર સ્મરણો. કડવાં એ હતા કે માણસોને ઘડી નવરાશ મળી એટલે માહોમાહે ટંટાના અને તેથી પણ નઠારા વ્યભિચારના દાખલા મળી આવે. સ્ત્રીપુરુષોને સાથે રાખવા જ પડતાં હતા. ભીડ પણ એટલી જ. વ્યભિચારીને શરમ તો હોય જ શાને? આ દાખલાઓ બનતા હું જઇ પહોંચ્યો. માણસો શરમાયા. તેઓને અલગ રાખ્યા. પણ મારી જાણમા નહિ આવ્યા હોય એવા કિસ્સા કેટલા બન્યા હશે તે કોણ કહી શકે? આ વસ્તુનું વધારે વર્ણન કરવું નિરર્થક. બધું સીધું જ સીધુ ન હતું એ જણાવવા ખાતર તેમજ આવા કિસ્સા બન્યા ત્યારે પણ કોઇએ ઉદ્ધતાઇ નથી વાપરી એ બતાવવા મેં આટલું વર્ણન દાખલ કર્યું છે. જંગલી જેવા, નીતિ અનીતિનો ભેદ બહુ ન જાણનારા લોકો પણ સારા વાતાવરણમા કેવા સીધા ચાલે છે એ મેં આવે અનેક સમયે અનુભવ્યું છે. અને એ જાણવું વધારે આવશ્યક ને લાભદાયી છે.

## પ્રકરણ ૧૯ મું

### ટ્રાન્સવાલમાં પ્રવેશ

આપણે હવે સન ૧૯૧૩ના નવેમ્બરની શરૂઆતમા છીએ. કૂચ કરીએ તેના પહેલા બે બનાવોની નોંધ લઇ જઇએ. ન્યુકૅસલમા દ્રાવિડ બહેનો જેલ ગઇ તેથી બાઇ ફાતમા મહેતાબથી ન રહેવાયું એટલે તે પણ પોતાની મા અને સાત વર્ષના બચ્ચા સાથે જેલ જવા ઉપડી ગઇ ! મા દીકરી તો પકડાયાં, પણ બચ્ચાને લેવાની સરકારે ચોખ્ખી ના પાડી. બાઇ ફાતમાના આંગળાની છાપ લેવાની પોલીસે કોશીશ કરી, પણ બાઈ ફાતમા નીડર રહી અને પોતાના આંગળા ન જ આપ્યા.

આ વખતે હડતાળ પૂર જોરમા ચાલી રહી હતી. તેમાં જેમ પુરુષો તેમ સ્ત્રીઓ પણ આવતી આમાની બે માતાઓ પોતાના બાળકડા સહિત હતી. એક બાળકને કૂચમાં શરદી થઇ ને તે ગગણને શરણ થયું. બીજીનું બાળક એક વોંકળો ઓળંગતાં તેની કાખેથી પડી ગયુ અને ધોધમાં તણાઇ ડૂબી મૂઅું. પણ માતા નિરાશ ન થઇ. બન્નેએ પોતાની કૂચ જારી રાખી. એકે કહ્યું: “આપણે મએલાંનો શોક કરીને શું કરશું ? તે કંઇ પાછાં આવશે ? જીવતાંની સેવા કરવી એ આપણો ધર્મ છે.” આવા શાંત બહાદુરીના, આવી ઇશ્વરઆસ્થાના, આવા જ્ઞાનના દાખલા ગરીબોમા મે અનેક વેળા અનુભવ્યા છે

આવી જ દૃઢતાથી ચાર્લ્સટાઉનમાં સ્ત્રીપુરુષો પોતાનો કઠિન ધર્મ પાળી રહ્યાં હતા. પણ અમે ચાર્લ્સટાઉનમાં કંઇ શાંતિને સારુ નહોતા આવ્યા. શાંતિ જેને જોઇએ તેણે અંતરમાથી મેળવી લેવી. બહાર તો જ્યાં જુઓ ને જોતા આવડે તો 'અહીં શાંતિ નથી મળતી' એવા પાટિયા નજરે પડે છે. પણ એ અશાંતિની વચ્ચે મીરાબાઇ જેવી ભક્તાણી હાથમા ઝેરનો પ્યાલો રાખી મોઢે મલકતી હસે છે. પોતાની અંધારી કોટડીમા બેઠેલો સોક્રેટીસ પોતાના હાથમા ઝેરનો પ્યાલો રાખે છે, ને પોતાના મિત્રને ગુઢ જ્ઞાન આપે છે અને આપણને શીખવે છે: 'જેને શાંતિ જોઇએ તેણે પોતાના હૃદયમાથી શોધી લેવી.'

આવી શાંતિમા સત્યાગ્રહીની ટુકડી છાવણી નાખી પ્રાતઃકાળે શું થશે તેની ચિંતા ન કરતી પડી હતી.

મેં તો સરકારને કાગળ લખ્યો હતો કે અમે ટ્રાન્સવાલમા નિવાસ કરવાના હેતુથી પ્રવેશ નથી કરવા માગતા. અમારો પ્રવેશ સરકારના વચનભંગ સામેનો અમલી પોકાર છે; અને અમારા સ્વમાનભંગથી થતા દુઃખની શુદ્ધ નિશાની છે. અમને તમે અહીં જ — ચાર્લ્સટાઉનમાં — પકડી લેશો તો અમે નિશ્ચિંત થઇશું. જો તેમ નહિ જ કરો ને અમારામાના કોઇ છાની રીતે ટ્રાન્સવાલમા દાખલ થઇ જશે તો તેને સારુ અમે જવાબદાર પણ નહિ રહીએ. અમારી લડતમા છાનું કાંઇ જ નથી. વ્યક્તિગત સ્વાર્થ કોઇને સાધવો નથી. કોઇ છાનો પ્રવેશ કરે તે અમને ન ગમે. પણ જ્યા હજારો અજાણ્યા માણસોની સાથે કામ લેવાનુ છે ને જ્યાં પ્રેમ સિવાય બીજું બંધન નથી, ત્યાં કોઇના કાર્યને વિષે અમે જવાબદાર નહિ થઇ શકીએ. વળી એટલું પણ જાણજો કે જો તમે ત્રણ પૌંડનો કર કાઢી

નાખો તો ગિરમિટિયા પાછા કામે વળગશે ને હડતાળ બંધ થશે. અમારાં બીજાં દુઃખો મટાડવા સારૂ તેમને અમે સત્યાગ્રહમાં નાહક જોડીએ.

એટલે સરકાર ક્યારે પકડે તે કહી ન શકાય એવી અનિશ્ચિત સ્થિતિ હતી. પણ સરકારના જવાબની રાહ કંઇ આવી સ્થિતિમાં દિવસો સુધી ન જોવાય. એક ટપાલ કે બે ટપાલની જ રાહ જોઇ શકાય તેથી જો સરકાર પકડે નહિ તો તુરત ચાર્લ્સટાઉન છોડી ટ્રાન્સવાલમા દાખલ થવાનો નિશ્ચય કર્યો. જો રસ્તામાં ન પકડે તો કાફલાએ હમેશાં વીસથી ચોવીસ માઇલની કૂચ આઠ દિવસની કરવાની હતી. આઠ દિવસમાં ટૉલ્સ્ટોય ફાર્મ પહોચવાનો ઇરાદો હતો, ને લડાઇ પૂરી થતાં લગી ત્યા બધાએ રહેવું ને ફાર્મ ઉપર કામ કરી પોતાની આજીવિકા મેળવવી એવી ધારણા હતી. મિ૦ કૅલનબૅકે બધી તજવીજ કરી રાખી હતી. ત્યા માટીના મકાનો બનાવવાં ને તે કામ આ કાફલાની પાસે જ કરાવવું. દરમ્યાન નાની રાવટીઓ નાખી નબળાપાતળાનો તેમાં સમાવેશ કરવો ને જેઓ મજબૂત હોય તેમણે બહાર પડયાં રહેવું. આમા અડચણ એ જ આવતી હતી કે હવે વરસાદની મોસમ શરૂ થવાની હતી, એટલે વરસાદના સમયમા તો સહુને આશરો જોઇએ જ. પણ તેને પહોચી વળવાની મિ૦ કૅલનબૅકની હિમ્મત હતી.

કાફલાની કૂચની બીજી તૈયારીઓ પણ કરી. ચાર્લ્સટાઉનના ભલા અંગ્રેજ દાક્તરે અમારે સારૂ એક નાનકડી દવાની પેટી તૈયાર કરી આપી અને પોતાના કેટલાક હથિયારો મારા જેવો માણસ વાપરી શકે તે આપ્યા. આ પેટી અમારે જાતે ઉંચકી જવાની હતી. કાફલા જોડે વાહન કંઇ જ નહોતું રાખવાનું.

આ ઉપરથી વાચનાર સમજી શકશે કે તેમાં ઔષધો ઓછામાં ઓછાં ને સો માણસોને પણ એકીવખતે પહોંચી શકે તેટલાં ન હતાં. આનું કારણ તો એ હતું કે અમારે દરરોજ કોઇ ગામની નજીક છાવણી નાંખવાની હતી, એટલે ખૂટતા ઔષધ મેળવી શકાય અને સાથે તો અમે એક પણ દરદી કે અપંગને રાખવાના ન હતા. તેને તો રસ્તામા જ છોડવા એમ ઠર્યું હતું

ખાવાનું તો રોટી અને ખાંડ સિવાય કંઇ હતુ જ નહિ, પણ આ રોટી આઠ દિવસ કઇ રીતે પૂરી પાડી શકાય? રોજની રોજ લોકોને વહેંચી દેવી જોઇએ. આનો ઉપાય તો એ જ રહ્યો કે અમને દરેક મજલે કોઇ રોટી પહોચતી કરે. આ કોણ કરે? હિંદી ભઠિયારા તો હોય જ નહિ. વળી દરેક ગામમા રોટી બનાવનારા પણ ન હોય; ગામડાઓમા રોટી શહેરોમાથી જાય. આ રોટી તો જો કોઇ ભઠિયારો પૂરી પાડે અને રેલવે તે પહોચાડે તો જ મળી શકે ચાર્લ્સટાઉન કરતા વૉક્સરસ્ટ (ટ્રાન્સવાલનું ચાર્લ્સટાઉનને લગતુ સરહદી મથક) મોટું હતું. ત્યાં ભઠિયારાની (બેકરની) મોટી દુકાન હતી. તેણે ખુશીથી દરેક સ્થળે રોટી પૂરી પાડવાનો કરાર કર્યો. અમારી કફોડી હાલત જાણી બજારભાવ કરતાં વધારે લેવાની પણ તેણે કોશીશ ન કરી, અને રોટી સરસ આટાની બનાવેલી પૂરી પાડી. રેલવેમાં તેણે વખતસર મોકલી ને રેલવેવાળાઓ (આ પણ ગોરાઓ જ તો) એ પ્રમાણિકપણે તે પહોંચાડી; એટલુ જ નહિ, તેઓએ તે પહોચતી કરવામા પૂરી કાળજી વાપરી, ને અમને કેટલીક ખાસ સગવડો કરી આપી. તેઓ જાણતા હતા કે અમારે કોઇની દુશ્મનાવટ ન હતી, અમારે કોઇને નુકશાન નહોતું પહોચાડવું; અમારે તો દુઃખ વેઠીને દાદ લેવી હતી. આથી અમારી

આસપાસનું આમ વાતાવરણ શુદ્ધ થયું અને રહ્યું. મનુષ્યજાતિનો પ્રેમભાવ પ્રગટ થયો. આપણે બધા ખ્રિસ્તી, યહુદી, હિંદુ, મુસલમાન ઇત્યાદિ ભાઇઓ જ છીએ એમ સહુએ અનુભવ્યું.

આમ કૂચની બધી તૈયારી થઇ એટલે મેં ફરી સમાધાનીનો પ્રયત્ન કર્યો. કાગળ, તાર વગેરે તો મોકલ્યા જ હતાં. મારૂં અપમાન તો કરશે જ પણ થાય તો ભલે, મારે તો ટેલીફોન પણ કરવો એમ મેં નિશ્ચય કર્યો. ચાર્લ્સટાઉનથી પ્રિટોરિયા ટેલીફોન હતો. મેં જનરલ સ્મટ્સને ટેલીફોન કર્યો. તેના મંત્રીને મેં કહ્યું, "જનરલ સ્મટ્સને કહો મારી કૂચની બધી તૈયારી છે, વૉક્સરસ્ટના લોકો ઉશ્કેરાયા છે, તેઓ કદાચ અમારા જાનને પણ નુકશાન કરે. તેઓએ એવો ડર તો બતાવ્યો જ છે. આવું પરિણામ તેઓ પણ ન ઇચ્છે. તેઓ ત્રણ પૌંડનો કર રદ કરવાનું વચન આપે તો મારે કૂચ નથી કરવી. કાયદાનો ભંગ કરવાને ખાતર તેનો ભંગ નથી કરવો. હુ લાચાર બન્યો છું. તે મારૂં આટલું નહિ સાંભળે?" અરધી મિનિટમા જવાબ મળ્યો, "જનરલ સ્મટ્સ તમારી સાથે કશો સંબંધ નથી ઇચ્છતા; તમારી ઇચ્છામાં આવે તેમ કરજો." ટેલીફોન બંધ.

મેં ધાર્યું જ હતું. માત્ર તોછડાઇની આશા નહોતી રાખી. કેમકે અમારો સત્યાગ્રહ પછીનો રાજકીય સંબંધ હવે છ વર્ષનો ગણાય, એટલે મેં વિનયી જવાબની આશા રાખી હતી. પણ મારે તેના વિનયથી ફુલાવાનું ન હતુ. તેમ આ અવિનયથી હું ઢીલો પણ ન થયો. મારા કર્તવ્યની સીધી લીટી મારી સામે સ્પષ્ટ દેખાતી હતી. બીજે દહાડે ધારેલે ટકોરે અમે પ્રાર્થના કરી ઇશ્વરને નામે કૂચ શરૂ કરી. કાફલામાં ૨૦૨૭ પુરુષો, ૧૨૭ સ્ત્રીઓ અને ૫૭ બાળકો હતા.

## પ્રકરણ ૨૦ મું

### ટ્રાન્સવાલમાં પ્રવેશ (ચાલુ)

આમ સંઘ કહો, કાફલો કહો કે યાત્રાળુ કહો બરાબર ધારેલે વખતે ચાલ્યા. ચાર્લ્સટાઉનથી એક માઇલ દૂર વૉકસરસ્ટનું ગરનાળું આવે છે. તે ગરનાળું ઉતરો એટલે વૉકસરસ્ટમા કહેતા ટ્રાન્સવાલમા પ્રવેશ કર્યો ગણાય. આ ગરનાળાને છેડે ઘોડેસ્વાર પોલીસ હતી. હું પહેલો તેની પાસે ગયો ને લોકોને કહ્યું હતું કે હું નિશાની કરૂં ત્યારે તેઓએ દાખલ થવું. પણ હજુ હું પોલીસની સાથે વાત કરતો હતો તેવામા લોકોએ તો ધસારો જ કર્યો ને ગરનાળું ઓળંગી આવ્યા. સવારો ફરી વળ્યા પણ આ કાફલો એમ રોકયો રોકાય તેમ ન હતું. પોલીસનો અમને પકડવાનો ઇરાદો તો હતો જ નહિ. મેં લોકોને શાંત કર્યા, ને હારબંધ ચાલવાનું સમજાવ્યું. પાચસાત મિનિટમાં બધું શાંત પડ્યું, ને ટ્રાન્સવાલમા કૂચ શરૂ થઇ.

વૉકસરસ્ટના લોકોએ બે દિવસ પૂર્વે જ સભા ભરી હતી, તેમાં અનેક પ્રકારની ધમકીઓ આપી હતી. કેટલાક બોલ્યા હતા કે જો હિંદીઓ ટ્રાન્સવાલમાં દાખલ થાય તો તેને અમે બંદૂકે દેશું. આ સભામા મિ૦ કૅલનબૅક આ ગોરાઓને સમજાવવા સારૂ ગયા હતા. મિ૦ કૅલનબૅકનું કોઇ સાંભળવા પણ

તૈયાર ન હતા. કેટલાક તેમને મારવા ઊભા થયા. મિ૦ કૅલનબૅક પોતે પહેલવાન છે. તેમણે સૅંડોની પાસેથી કસરતની તાલીમ લીધી હતી. તેમને ડરાવવા મુશ્કેલ હતું. એક ગોરાએ તેમને દ્વંદ્વયુદ્ધનું આહવાન કર્યું. મિ૦ કૅલનબૅકે કહ્યું, "મેં શાંતિધર્મનો સ્વીકાર કર્યો છે એટલે તે તો મારાથી થઇ શકે તેમ નથી; પણ મારા ઉપર જેને પ્રહાર કરવા હોય તે સુખેથી કરી જાય; પણ હું તો આ સભામાં બોલ્યે જ રહેવાનો. તમે આમાં બધા ગોરાઓને આવવાનું જાહેરનામું કાઢયું છે. બધા ગોરા તમારી જેમ નિર્દોષ માણસોને મારવા તૈયાર નથી તે સંભળાવવા હું આવ્યો છું. એક ગોરો એવો છે કે જે તમને સંભળાવવા માગે છે કે તમે હિંદીઓની ઉપર જે આરોપો મૂકો છો તે ખોટા છે. તમે ધારો છો તે હિંદીઓ માગતા નથી. નથી જોઇતું તેમને તમારૂં રાજ્ય. નથી તેઓ તમારી સાથે લડવા માગતા, નથી તેઓ તમારો મુલક ભરી મૂકવા ઇચ્છતા. તેઓ તો શુદ્ધ ન્યાય ઇચ્છે છે. જેઓ ટ્રાન્સવાલમાં દાખલ થવા ઇચ્છે છે તેઓ વસવાટને સારૂ નહિ, પણ તેઓની ઉપર અન્યાયી કર છે તેની સામે અમલી પોકાર કરવા સારૂ દાખલ થવાના છે. તેઓ બહાદુર છે, તેઓ તોફાન નહિ કરે, તમારી સામે નહિ લડે, તમારી ગોળીઓ સહન કરીને પણ દાખલ તો થશે જ. તેઓ તમારી ગોળીના કે તમારા ભાલાના ડરથી પાછી પાની કરે એવા નથી. પોતે દુઃખ સહન કરીને તમારૂં હૃદય પીગળાવવાના છે. પીગળાવશે જ. આટલું કહેવા હું અહીં આવ્યો છું આટલુ કહીને મેં તો તમારી સેવા કરી છે. તમે ચેતો, અન્યાયથી બચો." આટલું કહી મિ૦ કૅલનબૅક શાંત રહ્યા. લોકો કંઇક શરમાયા. પેલો લડવાવાળો પહેલવાન તો મિત્ર થયો.

પણ ઉપરની સભાની અમને ખબર હતી તેથી કંઇક તોફાન વૉક્સરસ્ટના ગોરા તરફથી થાય તો તે માટે અમે તૈયાર હતા. અને એટલી બધી પોલીસ એકઠી કરી હતી તેનો અર્થ એ પણ હોય કે ગોરાઓને મર્યાદા ઓળંગતા અટકાવવા. ગમે તેમ હોય. અમારૂ સરઘસ તો શાંતિથી ચાલ્યું. કોઇ ગોરાએ કંઇ અટકચાળું કર્યું એવું પણ મને યાદ નથી. સહુ આ નવું કૌતક જોવા નીકળી પડયા. તેઓમાના કેટલાકની આંખમા મિત્રતા પણ હતી.

અમારો મુકામ પહેલે દવસે આઠેક માઇલ દૂર સ્ટેશન છે ત્યાં હતો. અમે સાંજના છ સાત વાગે પહોચ્યા હતા. લોકોએ રોટી ને ખાંડ ખાધા ને સહુ ખુલ્લી હવામાં મેદાનમાં લાંબા થયા. કોઈ ભજન ગાતા હતા તો કોઈ વાતો કરતા હતા, ને રસ્તામાં કેટલાક બૈરાઓ થાકેલા. પોતાના છોકરાનો ભાર ઉપાડી ચાલવાની હિંમત તો તેઓએ કરી હતી પણ આગળ ચાલવું તેઓની શક્તિ બહાર હતુ તેથી મારી ચેતવણી પ્રમાણે મેં તો તેમને એક ભલા હિંદીની દુકાનમા મૂક્યા ને અમે ટૉલ્સ્ટૉય ફાર્મ પહોંચીએ તો ત્યા તેમને મોકલવાં અને કેદ થઇએ તો તેઓને ઘેર મોકલવા એવી ભલામણ કરી. હિંદી વેપારીએ આ પ્રાર્થના સ્વીકારી.

રાત થતી ગઇ તેમ બધુ શાંત થયુ. હું પણ ઉંઘવાની તૈયારીમાં હતો તેટલામા ખડખડાટ સંભળાયો. ફાનસ લઇને આવતા ગોરાને મેં જોયા. હું ચેત્યો. મારે તૈયારી તો કરવાની જ ન હતી. પોલીસ અમલદારે કહ્યું,

"તમારે સારૂ મારી પાસે વૉરંટ છે; મારે તમને કેદ કરવાના છે."

"ક્યારે ?" મેં પૃછ્યુ.

"હમણા જ" જવાબ મળ્યો.

"મને ક્યા લઇ જશો ?"

"અત્યારે તો નજીકના સ્ટેશન પર અને જ્યારે ગાડી આવશે ત્યારે તેમાં બેસારી વૉકસરસ્ટ."

હું બોલ્યો, "ત્યારે હું કોઇને જગાડયા વિના તમારી સાથે આવું છું, પણ મારા સાથીને થોડી ભલામણ કરી લઉં."

"ખુશીથી"

પડખે સૂતેલ પી. કે. નાયડુને મેં જગાડયા તેમને પકડાવાની ખબર આપીને લોકોને સવાર પહેલા ન જગાડવાનું કહ્યું. સવાર પડયે નિયમસર કૂચ કરવાનું પણ કહી દીધુ. કૂચ તો સૂર્યોદય પહેલા શરૂ કરવાની હતી. જ્યા વિસામો લેવાનો ને રોટી વહેંચવાનો સમય આવે ત્યા લોકોને મારા પકડાવાની વાત કહેવી. દરમ્યાન જેઓ પૂછે તેને કહેતા જવું. કાફલાને પકડે તો પકડાઇ જવું, ન પકડે તો નીમેલી રીતે કૂચ જારી રાખવી. નાયડુને કશો ભય તો હતો જ નહિ. નાયડુ પકડાય તો શું એ પણ કહી રાખ્યું.

વૉકસરસ્ટમા મિ૦ કૅલનબૅક તો હતા જ.

હું પોલીસની સાથે ગયો સવાર પડી. વૉકસરસ્ટની ટ્રેનમા બેઠા. વૉકસરસ્ટમા કેસ ચાલ્યો. કેસ મુલતવી રાખવાનું પબ્લિક પ્રોસીક્યુટરે જ માગ્યું; કેમકે તેની પાસે પુરાવો તો તૈયાર જ ન હતો. કેસ મુલતવી રહ્યો. મેં જામીન ઉપર છૂટવાની અરજી કરીને કારણમાં જણાવ્યું કે મારી સાથે ૨૦૦૦ માણસો ૧૨૨ બૈરાં છોકરાં સહિત છે. કેસની મુદત આવે તે દરમ્યાન હું તો

પાછો લોકોને ઠેકાણે પાડી હાજર થઇ શકું તેમ છે સરકારી વકીલ જામીનની સામે તો થયો, પણ માજીસ્ટ્રેટ લાચાર હતો. મારી ઉપર જે આરોપ હતો તે એવો ન હતો કે જેમાં જામીન પર છુટકારો પણ માજીસ્ટ્રેટની મુનસફી પર હોય એટલે મને પચાસ પૌંડના જામીન ઉપર છોડયો. મારે સારૂ મોટર તો મિ૦ કૅલનબૅકે તૈયાર જ રાખી હતી. એટલે તેમાં બેસાડી મને મારા કાફલાની પાસે પહોચાડયો. ટ્રાન્સવાલના છાપાનો પ્રતિનિધિ અમારી સાથે આવવા માગતો હતો. તેને રજા આપી ને તેણે આ મોટરની મુસાફરીનો, કેસનો ને લોકોની સાથેના મેળાપનો સુંદર ચિતાર તે વેળા પ્રગટ કરેલો. લોકોએ મને વધાવી લીધો ને તેમના જુસ્સાનો પાર ન રહ્યો. મિ૦ કૅલનબૅક તુરત જ પાછા વૉકસરસ્ટ રવાના થયા. તેમનું કામ ચાર્લ્સટાઉનમા રહેલા ને બીજા આવનાર હિંદીઓને સંભાળવાનું હતુ.

અમે ચાલ્યા, પણ મને છૂટો મૂકવો એ સરકારને ફાવે તેમ હતુ જ નહિ. એટલે વળી પાછો મને બીજી વાર ને બીજે દિવસે સ્ટૅંડરટનમા પકડયો. સ્ટૅંડરટન પ્રમાણમા મોટું ગામડું છે. અહી મને વિચિત્ર રીતે પકડવામા આવ્યો. હું લોકોને રોટી વહેચી રહ્યો હતો. અહીના દુકાનદારોએ મુરબ્બાના ડબ્બાની ભેટ આપી હતી એટલે વહેંચવાના કામમાં જરા વધારે વખત જતો હતો. માજીસ્ટ્રેટ મારી પાસે આવી ઉભો. તેણે વહેચવાનું કાર્ય પૂરૂ થવા દીધું. પછી તેણે મને કોરે બોલાવ્યો. તેને હું ઓળખતો હતો તેથી મેં ધાર્યું કે તે મને કંઇ વાત કરવા ઇચ્છતો હશે. તેણે તો મને હસીને કહ્યું:

"તું મારો કેદી છે"

મેં કહ્યું, "મારો દરજ્જો ચડયો. પોલીસને બદલે માજીસ્ટ્રેટ પોતે પકડવા આવે; પણ મારી ઉપર કામ હમણાં જ ચલાવશો ને ?"

તેણે કહ્યું, "મારી સાથે જ ચાલો. કોરટ તો ચાલે જ છે." લોકોને મુસાફરી જારી રાખવાની ભલામણ કરી હું છુટો પડયો. કોરટમા પહોંચ્યો કે તુરત મેં મારા સાથીઓને પણ પકડાએલા જોયા. તેઓ પી. કે. નાયડુ, બિહારીલાલ મહારાજ, રામનારાયણસિંગ, રઘુનારસુ અને રહીમખાન એમ પાંચ જણ હતા.

મને કોરટમા તુરત ઉભો કર્યો. મેં મારે સારૂ વૉકસરસ્ટના જ કારણસર મુદત માગી. અહી પણ સરકારી વકીલે વિરોધ કર્યો. અહી પણ માજીસ્ટ્રેટે મુદત આપી. વેપારી લોકોએ મારે સારૂ એકો તૈયાર રાખ્યો જ હતો તેમા બેસાડી મને હજુ તો લોકો ત્રણ માઇલ પણ આગળ નહિ પહોંચ્યા હોય ત્યા તેમની ભેળો કર્યો. હવે તો લોકોએ એમ જ માન્યું ને મેં પણ માન્યું કે કદાચ ટૉલ્સ્ટૉય ફાર્મ ભેળા થશું જ; પણ એ ધારણા બરાબર ન હતી. લોકો મારા પકડાવાથી ટેવાઇ ગયા એ પરિણામ જેવું તેવું ન હતું. મારા સાથીઓ તો જેલમાં જ રહ્યા.

## પ્રકરણ ૨૧ મું

### બધા કેદમાં

અમે હવે જોહૅનસબર્ગની ઠીક નજીક આવ્યા છીએ. વાચનાર યાદ રાખે કે આખો પંથ સાત દિવસનો મુકરર કર્યો હતો. અમે હજુલગી ધારેલી મજલ પૂરી કરતા આવ્યા હતા, એટલે હવે પૂરી ચાર મજલ બાકી રહેતી હતી. પણ જેમ અમારો ઉત્સાહ વધે તેમ સરકારની જાગ્રતિ પણ વધવી જોઇએ. અમને મજલ પૂરી કરવા દે અને પછી પકડે તેમાં તેમની નબળાઇ અને ઓછી આવડત ગણાય. તેથી જો પકડવા તો મજલ પૂરી થયા પહેલાં જ પકડવા જોઇએ.

સરકારે જોયું કે મારા પકડાવા છતા કાફલો ન નિરાશ થયો, ન બ્હીનો, ન તેણે તોફાન કર્યું. તોફાન કરે તો સરકારને દારૂગોળો વાપરવાની પૂરી તક મળે. જનરલ સ્મટ્સને તો અમારી દૃઢતા અને તેની સાથે શાંતિ એ જ દુઃખની વાત થઇ પડેલી. એમ તેમણે કહેલું પણ ખરૂં. શાંત માણસની પજવણી ક્યા સુધી કરાય? મુએલાને મારવાનું કેમ બને? મરણિયાને મારવામાં રસ હોય જ નહિ. તેથી જ શત્રુને જીવતો પકડવામાં મોટાઇ મનાય છે. જો ઉંદર બિલાડીથી ભાગે નહિ તો

બિલાડીને બીજો શિકાર શોધવો જ જોઇએ. બધાં ઘેટાં સિંહની સોડમાં બેસી જાય તો સિંહને ઘેટાં ખાવાનું છોડવું જ પડે. સિંહ સામો ન થતો હોય તો પુરુષસિંહો સિંહનો શિકાર કરે કે ?

અમારી શાંતિ અને અમારા નિશ્ચયમાં અમારી જીત છૂપાએલી જ હતી.

ગોખલેની ઇચ્છા હતી કે પોલાક હિંદુસ્તાન જઇ તેને મદદ કરે. મિ૦ પોલાક જ્યાં હોય ત્યાં ઉપયોગી થઇ પડે એવો તેમનો સ્વભાવ જ હતો. જે કામ લે તેમાં તે તન્મય થઇ જાય. તેથી તેમને હિંદુસ્તાન મોકલવાની તૈયારી ચાલી રહી હતી. મેં તો લખી મોકલ્યું હતુ કે તે જાય. પણ મને મળ્યા વિના ને પૂરી સૂચનાઓ મોઢેથી લીધા વિના જવાની તેમની ઇચ્છા ન થઇ; તેથી તેમણે મારી કૂચ દરમ્યાન મળી જવાની માગણી કરી. મેં તાર દીધો કે પકડાઇ જવાને જોખમે આવવું હોય તો આવી જાય. લડવૈયા જોઇતા જોખમો હમેશાં વહોરી જ લે છે. સરકાર બધાને પકડી લે તો પકડાવાની તો આ લડત હતી જ. ન પકડે ત્યાં લગી પકડાવાની સીધી અને નીતિમય કોશીશો કરવાની હતી. એટલે મિ૦ પોલાકે પકડાવાનું જોખમ ખેડીને આવવાનું પસંદ કર્યું.

અમે હેડલબર્ગની પડોશ સુધી પહોંચ્યા હતા, ત્યાં પાસેના સ્ટેશન ઉપર ઉતરી ચાલીને અમને મળ્યા. અમારી વાતો ચાલી રહી હતી; લગભગ પૂરી પણ થવા આવી હતી. આ વેળા બપોરના ત્રણેક વાગ્યા હશે. અમે બન્ને સંઘને મોખરે હતા. બીજા સાથીઓ પણ અમારી વાતો સાંભળી રહ્યા હતા. સાંજના મિ૦ પોલાકને ડરબન જતી ટ્રેન લેવાની હતી. પણ રામચંદ્રજી

જેવાને તિલકને જ સમયે વનવાસ મળ્યો તો પોલાક કોણ? અમે વાતો કરતા હતા તેવામાં અમારી સામે ઘોડાગાડી આવી ઉભી. તેમા એશિયાઇ ખાતાના ઉપરી મિ૦ ચમની અને પોલીસનો અમલદાર હતા. બન્ને નીચે ઉતર્યા. મને જરા દૂર લઇ ગયા ને એકે કહ્યું, "હું તમને પકડું છું." આમ ચાર દિવસમાં ત્રણ વાર પકડાયો. મેં પૂછ્યું, "કાફલાનું?"

"એ થઇ રહેશે."

હું કંઇ ન બોલ્યો. મને માત્ર મારા પકડાવાની જ ખબર લોકોને આપવા દીધી. મેં પોલાકને કહી દીધુ કે તે કાફલાની સાથે જાય. લોકોને શાંતિ જાળવવા વગેરેનું કહેવાનું આરંભ્યુ તો અમલદાર સાહેબ બોલ્યા:

"હવે તમે કેદી છો; ભાષણો ન અપાય."

મારી મર્યાદા સમજ્યો સમજવાની જરૂર તો નહોતી, કેમકે મને બોલતો બંધ કરવાની સાથે જ અમલદારે ગાડીવાનને જોરથી ગાડી હાંકી જવાનો હુકમ કર્યો. એક ક્ષણમાં કાફલો અદૃશ્ય થયો.

અમલદાર જાણતો હતો કે એક ઘડીનું રાજ્ય તો મારૂં હતું. કેમકે વિશ્વાસ રાખી તે તો આ વેરાન મેદાનમાં બે હજારની સામે એકલો હતો. તે જાણતો હતો કે મને ચિઠ્ઠીથી કેદ કર્યો હોત તોયે હું તેને તાબે થઇ જાત. આવી સ્થિતિમાં હું કેદી હતો એનું મને સ્મરણ કરાવવું અનાવશ્યક હતું. હું લોકોને જે કહેત તે સત્તાધિકારીઓને પણ ઉપયોગી જ વસ્તુ હતી. પણ તેમણે તો પોતાનું રૂપ દેખાડવું જ જોઇએ. મારે આની જ સાથે એમ કહેવું જોઇએ કે ઘણા અમલદારો અમારી કેદને સમજતા હતા. તેઓ જાણતા હતા કે આ કેદ અમને

અંકુશરૂપ કે દુઃખરૂપ ન હતી, અમને તો તે મુક્તિનું દ્વાર હતી. તેથી અમને સર્વ પ્રકારની યોગ્ય છૂટ આપતા, એટલું જ નહિ પણ કેદ કરવામાં પોતાની સગવડ સાચવવામાં, વખત બચાવવામાં અમારી મદદ લેતા ને મળવાથી ઉપકાર માનતા. બન્ને જાતના નમૂના આ પ્રકરણોમાં વાચનારને મળી રહેશે.

મને તો એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરવી છેવટે હેડલબર્ગના થાણામા ઉતાર્યો. રાત ત્યાં ગઈ.

કાફલાને લઇ પોલાક આગળ વધ્યા હેડલબર્ગ પહોંચ્યા. ત્યાં હિંદી વેપારીઓની ઠીક જમાવટ હતી. રસ્તે શેઠ આમદ મહમદ કાછલિયા અને શેઠ આમદ ભાયાત મળ્યા. શું થવાનું છે એની તેઓને ખબર પડી હતી. મારી જ સાથે આવેલા કાફલાને પણ પકડવાની ગોઠવણ થઇ ગઇ હતી. એટલે કાફલાને ઠેકાણે પાડી મિ૦ પોલાક એક દિવસ મોડા પણ ડરબન જઇ હિંદુસ્તાનની સ્ટીમર લેવા ધારતા હતા પણ ઇશ્વરે બીજું જ ધાર્યું હતું.

હેડલબર્ગમા લોકોને કેદ કરી લઇ જવાની ખાસ બે ટ્રેન ઉભી હતી. લોકોએ કંઇક હઠ લીધી. "ગાંધીને બોલાવો. તે કહે તો અમે પકડાઇએ ને ટ્રેનમા બેસીએ." આ હઠ ખોટી હતી. જો હઠ ન જ છોડે તો બાજી બગડે. સત્યાગ્રહીનું તેજ ઘટે. જેલ જવું તેમા ગાંધીનું શું કામ હોય? સિપાહી કંઇ અમલદારની ચુંટણી કરે? અથવા એકનો જ હુકમ માનવાની હઠ પકડી શકે? મિ૦ ચમનીએ મિ૦ પોલાકની અને કાછલિયા શેઠની મદદ આ લોકોને સમજાવવામા લીધી. તેઓ મુસીબતે સમજાવી શક્યા કે યાત્રાળુની મુરાદ જ જેલ જવાની હતી,

અને જ્યારે સરકાર પકડવા તૈયાર થાય ત્યારે લોકોએ તેનું તેડું વધાવી લેવું જોઇએ. તેમા જ આપણી ખાનદાની અને લડતનો અંત રહેલા છે. મારી ઇચ્છા બીજી ન જ હોય, એમ લોકોએ સમજી લેવું જોઇએ. લોકો સમજ્યા અને ટ્રેનમા બેઠા.

બીજી તરફથી મને કોરટમા ખડો કરવામા આવ્યો. ઉપરના બનાવોની મને તે વખતે કશી ખબર ન હતી. મેં કોરટમાં વળી પાછી મુદતની માગણી કરી. મેં એ કોરટે મુદત આપ્યાનું જણાવ્યુ. હવે મજલ થોડી જ બાકી રહી છે એ પણ જણાવ્યું, અને માગણી કરી કે કા તો સરકાર લોકોને પકડે અથવા મને તેમના સ્થાન પર મૂકી આવવા દે. કોરટે મારી અરજી તો ન સ્વીકારી પણ મારી માગણી સરકારને તુરત મોકલી દેવાનું કબૂલ કર્યું. આ વખતે મને તો ડંડી લઇ જવાનો હતો. મારી ઉપર મુખ્ય કામ તો ત્યા ચાલવાનું હતુ તેથી મને તે જ દિવસની ટ્રેનમા ડડી લઇ ગયા.

આ તરફ મિ૦ પોલાકને હેડલબર્ગમા તો ન પકડ્યા, એટલું જ નહિ પણ તેની મદદને સારૂ તેનો ઉપકાર પણ માન્યો. મિ૦ ચમનીએ તો એમ પણ કહેલું કે સરકારનો તેમને પકડવાનો ઇરાદો જ નથી. પણ એ તો મિ૦ ચમનીના વિચાર અને તે વખતે તેમને ખબર હતી એટલે સુધી સરકારના વિચાર. સરકારના વિચાર તો ઘડીએ ઘડીએ બદલાય. સરકારે છેવટ નિર્ણય કર્યો કે મિ૦ પોલાકને હિંદુસ્તાન ન જ જવા દેવા. અને તેમને અને મિ૦ કૅલનબૅક જે ખૂબ કામ કરી રહ્યા હતા તેમને પકડવા. એટલે મિ૦ પોલાકને ચાર્લ્સટાઉનમા પકડ્યા. મિ૦ કૅલનબૅકને પણ પકડ્યા. બન્નેને વૉકસરસ્ટની જેલમા પૂર્યા.

મારી ઉપર ડંડીમાં કામ ચાલ્યું. મને નવ મહિનાની જેલ આપવામા આવી. હજુ વૉકસરસ્ટમા મારી ઉપર કામ ચાલવાનું બાકી હતુ. મને વૉકસરસ્ટ લઇ ગયા. ત્યા મેં મિ૦ કૅલનબૅક તેમજ મિ૦ પોલાકને જોયા. આમ અમે ત્રણે જણ વૉકસરસ્ટની જેલમાં મળ્યા તેથી અમારા હર્ષનો પાર ન રહ્યો.

મારી ઉપર કામ ચાલ્યું તેમા મારી સામે સાક્ષી મારે જ આપવાના હતા. પોલીસ મેળવી શકત પણ મુશ્કેલીથી. તેથી મારી મદદ તેઓએ લીધી. અહીંની અદાલતો કેવળ કેદીના ગુન્હેગાર હોવાનું કબૂલ કરવા ઉપર તેને સજા નહોતી કરતી.

મારૂં તો ઠીક, પણ મિ૦ કૅલનબૅક અને મિ૦ પોલાકની સામે પુરાવો કોણ આપે? જો તેઓની સામે પુરાવા ન મળે તો તેઓને સજા કરવી અશક્ય હતી. તેઓની સામે ઝટ પુરાવો મળવો પણ મુશ્કેલ હતો. મિ૦ કૅલનબૅકને તો પોતાનો ગુન્હો કબૂલ કરવો હતો, કેમકે તેમનો ઇરાદો કાફલા સાથે રહેવાનો હતો. પણ મિ૦ પોલાકનો ઇરાદો તો હિંદુસ્તાન જવાનો હતો. તેમને આ વખતે ઇરાદાપૂર્વક જેલ જવાનું ન હતું. તેથી અમે ત્રણે મળી એવો ઠરાવ કર્યો કે મિ૦ પોલાકે ગુન્હો કર્યો છે કે નહિ, તેના જવાબમાં ‘ હા ’ કે ‘ ના ’ કંઇ જ ન કહેવું.

આ બન્નેની સામેનો સાક્ષી હુ થયો અમારે કેસ લંબાવવો ન હતો તેથી ત્રણેના કેસ એક જ દિવસમા પૂરા કરવામાં અમે સંપૂર્ણ મદદ કરી ને કેસ પૂરા થયા. અમને ત્રણેને ત્રણ ત્રણ માસની જેલ મળી. અમને હવે લાગ્યું કે અમે આ ત્રણ માસ તો સાથે રહી શકશું. પણ સરકારને એ પોસાય તેમ ન હતુ.

દરમ્યાન થોડા દિવસ તો અમે વૉક્સરસ્ટની જેલમા સુખે રહ્યા. અહી હમેશા નવા કેદીઓ આવે તેથી બહારની ખબર મળતી. આ સત્યાગ્રહી કેદીઓમા એક હરબતસીંગ કરીને બુઢ્ઢો હતો. તેની ઉમ્મર ૭૫ વર્ષથી ઉપરની હતી. તે કંઇ ખાણોમા નોકરી નહોતો કરતો. તેણે તો ગિરમિટ વર્ષો પૂર્વે પૂરી કરી હતી, એટલે તે હડતાળમાં ન હતો. મારા પકડાયા પછી લોકોમા ઉત્સાહ બહુ જ વધ્યો હતો ને લોકો નાતાલમાંથી ટ્રાન્સવાલમાં દાખલ થઇ પકડાતા હતા. હરબતસીંગે પણ આવવાનું ધાર્યું. હરબતસીંગને મેં પૂછ્યુ "આપ કયો જેલમેં આયે? આપ જૈસે બુઢ્ઢોં કો મૈંને જેલમેં આનેકા નિમંત્રણ નહિ દિયા હૈ."

હરબતસીંગે જવાબ આપ્યો: "મૈં કૈસે રહ સકતા થા, જબ આપ, આપકી ધર્મપત્ની ઔર આપકે લડકે ભી હમ લોગો કે લિયે જેલ ચલે ગયે?"

"લેકિન આપસે જેલ કે દુ:ખકી બરદાશ્ત નહિ હો સકેગી, આપ જેલસે છૂટેં. આપકે છૂટને કી તજવીજ મૈં કરૂં?"

"મૈં હરગિઝ જેલ નહિ છોડુંગા. મુઝે એક દિન તો મરના હૈ, ઐસા દિન કહાસે મેરા મોત યહા હો જાય."

આ દૃઢતાને હું શાને ચળાવુ? ચળાવતાયે તે ચળે એમ ન હતી. મારૂં માથુ આ નિરક્ષર જ્ઞાનીની આગળ નમ્યું. જેવી હરબતસીંગની ભાવના હતી તેમજ થયુ. હરબતસીંગનું મૃત્યુ જેલમા જ થવું. એનુ શબ વૉક્સરસ્ટથી ડરબન મંગાવવામાં આવ્યુ હતુ અને હરબતસીંગને સેંકડો હિંદીઓની હાજરીમા માનપૂર્વક અગ્નિસંસ્કાર કરવામા આવ્યો હતો. આવા હરબતસીંગ આ લડાઇમા એક ન હતા, અનેક હતા. પણ જેલમા મરણનું

સદ્ભાગ્ય કેવળ હરબતસીંગને જ મળ્યું, તેથી તે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસના પાને ચડે છે.

આમ જેલમા આકર્ષાઇને માણસો આવે એ સરકારને ન ગમે. વળી જેલમાંથી છૂટનારા મારા સંદેશા લઇ જાય એ પણ તેને ન પોસાય. • એટલે અમને ત્રણને નોખા પાડવા, એકેને વૉકસરસ્ટમાં ન રહેવા દેવા ને મને એવી જેલમા લઇ જવો કે જ્યાં કોઇ હિંદી જઇ જ ન શકે. તેથી મને ઓરેંજિયાની રાજધાની બ્લુમફૂનટીનની જેલમા મોકલ્યો. ઓરેંજિયામા મૂળે પચાસ હિંદીથી વધારેની વસ્તી નહિ હોય. તે બધા હોટેલોમાં નોકરી કરનારા હોય. આવા પ્રદેશની જેલમા હિંદી કેદી હોય જ નહિ. આ જેલમા હું એક જ હિંદી હતો. બાકી બધા ગોરા અથવા હબસીઓ હતા. મને આથી દુઃખ નહોતું. મેં સુખ માન્યું. મારે ન કંઇ સાંભળવાનું કે જોવાનું રહ્યું. મને નવો અનુભવ મળે એ પણ મનગમતી વાત હતી. વળી મને અભ્યાસ કરવાનો સમય તો વર્ષો થયા — કહો ૧૮૯૩ની સાલ પછી — હતો જ નહિ. હવે મને એક વર્ષ મળશે એમ જાણી પણ હું તો રાજી થયો.

બ્લુમફૂનટીન પહોંચાડયો. એકાંત તો પાર નહિ એટલી મળી. અગવડો પણ પુષ્કળ હતી, છતાં તે બધી સહ્ય હતી. તેનું વર્ણન વાંચવામાં વાંચનારને ન રોકી શકાય. પણ આટલું કહી દેવું આવશ્યક છે કે ત્યાંના દાક્તર મારા મિત્ર થઇ પડયા. જેલર તો કેવળ પોતાના હકને જ સમજતો હતો અને દાક્તર કેદીઓના હકનું જતન કરતો હતો. આ મારો કાળ કેવળ ફળાહારનો હતો. હું નહોતો દૂધ લેતો કે ઘી, અનાજ પણ નહિ. મારો ખોરાક કેળાં, ટમાટા, કાચી ભોંયસીંગ, લીંબુ ને જેતુનનું તેલ હતું.

આમા એક પણ વસ્તુ સડેલી આવે તો ભૂખે જ મરવું પડે, તેથી દાક્તર ખાસ ચીવટ રાખતા ને તેમણે મારા ખોરાકમાં બદામ, અખરોટ, બ્રાઝીલનટ ઉમેર્યાં. પોતે જાતે જ બધું ફળ તપાસે. મને જે કોટડી આપવામા આવી હતી તેમા હવાની ઘણી જ તંગી હતી. દાક્તરે દરવાજો ખુલ્લો મૂકાવવાની ખૂબ તજવીજ કરી પણ તેનું ચાલ્યું નહિ. જો દરવાજો ખુલ્લો રહે તો જેલરે રાજીનામુ આપવાની ધમકી આપી. જેલર ખરાબ ન હતો પણ તેનો સ્વભાવ એક જ ઢાળમા પડ્યો હતો તે કેમ બદલાય? તેને કામ રહ્યું તોફાની કેદીઓની સાથે; તેમાં મારા જેવા ભલા કેદીનો ભેદ પાડતા બીજા તેને માથે ચડી બેસવાનો તેને સાચો ભય હતો હુ જેલરનું દૃષ્ટિબિંદુ બરાબર સમજી શકતો ને તેથી દાક્તર અને જેલર વચ્ચેના મારે નિમિત્તે થતા ઝગડામાં મારી લાગણી જેલર તરફ રહેતી. જેલર અનુભવી માણસ હતો, એકપથી હતો, તેનો રસ્તો તે સાફ જોઇ શકતો.

મિ૦ કૅલનબૅકને પ્રિટોરિયાની જેલમા મોકલ્યા ને મિ૦ પોલાકને જરમિસ્ટનની જેલમાં.

પણ સરકારની બધી ગોઠવણો નકામી હતી. આભ ટૂટે ત્યારે થીગડુ શા કામનુ? નાતાલના ગિરમિટિયા હિંદીઓ સંપૂર્ણતાએ જાગી ઉઠ્યા હતા. તેમને કોઇ પણ સત્તા રોકી શકે તેમ ન હતું.

# પ્રકરણ ૨૨ મું

## કસોટી

સોનાની પારખ કરનાર ચોકસી હમેશા સોનાને કસોટી ઉપર ઘસે છે. વળી વધારે પરીક્ષા કરવા તેને ભઠ્ઠીમા નાંખે છે, તેને ટીપે છે, મેલ હોય તો કાઢી નાંખે છે ને છેવટે તેનું કુંદન બનાવે છે. એવી જ કસોટી હિંદીઓની થઇ; ટીપાયા, ભઠ્ઠીમાં પડયા, તવાયા ને જ્યારે કસ સાચો ઉતર્યો ત્યારે જ તેની કિંમત અંકાઇ.

યાત્રાળુઓને ખાસ ગાડીમા મૂક્યા તે કંઇ તેમને ઉજાણીએ મોકલવાને ખાતર નહિ પણ એરણે ચઢાવવા. રસ્તામાં તેઓને સારૂ ખાવાનો પણ બંદોબસ્ત ન હતો. નાતાલમા પહોંચ્યા કે તુરત તેઓની ઉપર કામ ચાલ્યું; તેઓને જેલ મળી. આટલું તો ધારેલું જ હતું. આટલું ઇચ્છતા હતા. પણ હજારોને જેલમાં રાખવા એ તો ખર્ચ વધારવું અને હિંદીઓને મનગમતું કરવાનું થયું ગણાય, ને કોલસાની ખાણો વગેરે બંધ રહે. આવી સ્થિતિ લાંબો વખત ચાલે તો પેલો કર રદ કર્યે જ છૂટકો થાય. તેથી યુનિયન સરકારે નવી યુક્તિ શોધી. જ્યા જ્યાથી ગિરમિટિયા

ભાગ્યા હતા તે તે જગ્યાઓને જ તેણે એક નવો ધારો રચી જેલ બનાવી, અને તે જેલના દરોગા ખાણોના નોકરોને નીમ્યા. આમ કરી જે વસ્તુનો ત્યાગ મજૂરોએ કર્યો હતો તે જ વસ્તુ સરકારે મજૂરો પાસે બળાત્કારે કરાવી, અને ખાણો ચાલુ થઈ. ગુલામગીરી અને નોકરીમાં તફાવત એ છે કે નોકર નોકરી છોડે તો તેની ઉપર દીવાની દાવો જ મંડાય. જો ગુલામ નોકરી છોડે તો તેને બળાત્કારે પાછો લાવી શકાય. એટલે હવે મજૂરો સંપૂર્ણ ગુલામ થયા.

પણ આટલેથી બસ ન થયું. મજૂરો તો બહાદુર હતા. તેઓએ ખાણોમાં કામ કરવાની ચોખ્ખી ના પાડી. પરિણામે તેઓને ફટકાના માર સહન કરવા પડયા. ઉદ્ધત માણસો જેઓ એક ક્ષણમા અમલદાર થઈ બેઠા હતા તેઓએ લાતો મારી, ગાળો ભાંડી અને બીજા અત્યાચારો કર્યા તેની તો ક્યાયે નોંધ સરખી નથી રહી. આ બધું ગરીબ મજૂરોએ ધીરજપૂર્વક સહન કર્યું. આવા અત્યાચારોના તારો હિંદુસ્તાન આવ્યા. ગોખલેની ઉપર બધા તારો મોકલવામા આવતા; અને એક દિવસ વિગતવાર તાર ન મળે તો સામે પૂછે. આ તારોનો પ્રચાર તે પોતાની બીમારીના બિછાનેથી કરતા, કેમકે તેમને એ વેળા સખ્ત બીમારી હતી. પણ દક્ષિણ આફ્રિકાનું કામ પોતે જાતે તપાસવાનો આગ્રહ રાખ્યો; અને તે કામમા તેમણે ન રાત ગણી, ન દિવસ ગણ્યો પરિણામે આખું હિન્દુસ્તાન ભડકી ઊઠ્યું, ને દક્ષિણ આફ્રિકાના સવાલે હિન્દુસ્તાનમા પ્રધાનપદ ભોગવ્યું.

આ પ્રસંગ હતો જ્યારે લૉર્ડ હાર્ડિંગે તેમનું પ્રખ્યાત ભાષણ કર્યું જેણે દક્ષિણ આફ્રિકામાં અને વિલાયતમા ખળભળાટ કરી મૂક્યો. વાઇસરૉયથી બીજાં સંસ્થાનોની જાહેર ટીકા ન થઇ

શકે, પણ લૉર્ડ હાર્ડિંગે સખ્ત ટીકા કરી, એટલુ જ નહિ પણ તેણે સત્યાગ્રહીઓનો સ પૂર્ણ બચાવ કર્યો, એટલે કે કાયદાના સવિનયભગને ટેકો આપ્યો. લૉર્ડ હાર્ડિંગના સાહસની કંઈક કડવી ટીકા વિલાયતમા થઇ ખરી, પણ તો યે લૉર્ડ હાર્ડિંગે પશ્ચાત્તાપ ન બતાવતા પોતાના કાર્યની યોગ્યતા જાહેર કરી આ દૃઢતાની અસર બહુ સારી થઇ.

આ પકડાએલા, દુઃખી અને હિંમતવાન મજૂરોને છોડી આપણે ક્ષણભર ખાણોની બહાર નજર કરીએ.

ખાણો નાતાલના ઉત્તર વિભાગમા આવી, પણ મજૂરોની મોટામા મોટી સખ્યા નાતાલના નૈઋત્ય અને વાયવ્ય ખૂણામાં હતી. વાયવ્યકોણમાં ફીનિક્સ, વેરૂલમ, ટોગાટ ઇત્યાદિ આવે. નૈઋત્યમા ઇસિપિંગો, અમઝીટો ઇત્યાદિ આવે. વાયવ્યકોણના મજૂરોના પ્રસંગમા હું સારી પેઠે આવેલો. તેઓમાના ઘણા મારી સાથે બોઅર લડાઇમા પણ હતા. નૈઋત્યના મજૂરોના પ્રસંગમાં એટલે સુધી આવ્યો ન ગણાઉં; તેમ એ તરફ મારા સાથીઓ પણ ઘણા થોડા હતા. છતાં જેલની અને હડતાળની વાત વીજળીની જેમ ફેલાઇ. બંને કોણમા હજારો મજૂરો ઓચિંતા નીકળી પડ્યા. કેટલાકે પોતાનો સામાન વેચી નાંખેલો, એમ સમજીને કે લઢાઇ લાંબી ચાલશે અને ખાવાનું કોઇ નહિ આપે. મેં તો જેલ જતા સાથીઓને ચેતવ્યા હતા કે તેઓ વધારે મજૂરોને હડતાળ પાડતા રોકે. મારી ઉમેદ હતી કે ખાણના મજૂરોની મદદથી લઢાઇ સકેલી શકાશે. જો બધા મજૂરો એટલે લગભગ સાઠ હજાર માણસો હડતાળ પાડે તો તેઓને પોષવાનું મુશ્કેલ થાય. એટલા બધાની કૂચ કરવા જેટલી સામગ્રી જ ન હતી, એટલા મુખિયા ન હતા ને એટલું

નાણું ન હતું. વળી એટલા માણસોને એકઠા કરી તોફાન થતું રોકવું પણ અશકય થઈ પડે.

પણ પૂર આવે તે કોઇનુ રોક્યુ રોકાય કેમ? મજૂરો બધી જગ્યાએથી પોતાની મેળે નીકળી પડયા. તે તે ઠેકાણે સ્વયંસેવકો પોતાની મેળે ગોઠવાઇ ગયા.

સરકારે હવે બંદૂકનીતિ અખત્યાર કરી. લોકોને હડતાળ પાડતા બળાત્કારે રોકયા. તેઓની પાછળ ઘોડેસ્વાર દોડયા ને તેઓને પોતાને સ્થાને મોકલ્યા. લોકો જરાયે તોફાન કરે તો ગોળી ચલાવવાની હતી. તે લોકો પાછા જવાની સામે થયા. કોઇએ પથરા પણ ફેંકયા. ગોળીબહાર થયા. ઘણા ઘાયલ થયા. બેચાર મર્યા. પણ લોકોનો જુસ્સો મોળો ન પડયો. ઘણી મુશ્કેલીથી અહીં હડતાળ થતી સ્વયંસેવકોએ અટકાવી. બધા તો કામે ન જ ચઢયા. કેટલાક બીકને માર્યે સંતાયા ને પાછા ન ગયા.

એક પ્રસંગ નોંધવા જેવો છે. વેરૂલમમા ઘણા મજૂરો નીકળી પડયા હતા. તેઓ કોઇ ઉપાયે પાછા જાય નહિ. જનરલ લ્યુકિન પોતાના સિપાહીઓ સાથે ત્યા હાજર હતો. લોકો ઉપર ગોળી ચલાવવાનો હુકમ કાઢવા તૈયાર હતો. મર્હુમ પારસી રૂસ્તમજીનો નાનો દીકરો બહાદુર સોરાબજી — જેની ઉમર ભાગ્યે અઢાર વર્ષની હશે — ડરબનથી અહીં પહોંચી ગયો હતો, તે જનરલના ઘોડાની લગામ પકડીને બોલી ઉઠયો, "તમારાથી ગોળીબહાર કરવાનો હુકમ નહિ અપાય; હું મારા લોકોને શાંતિથી કામે ચડાવવાનુ માથે લઉં છુ." જનરલ લ્યુકિન આ નવજુવાનની બહાદુરી ઉપર મુગ્ધ થયો ને તેણે તેને તેનં પ્રેમબળ અજમાવવાની મહેતલ આપી. સોરાબજીએ

લોકોને સમજાવ્યા. લોકો સમજ્યા ને પાછા પોતાને કામે ચઢયા. આમ એક જુવાનિયાની સમયસૂચકતા, નિર્ભયતા અને પ્રેમથી ખૂનો થતા અટકયા.

વાંચનારે સમજવું જોઇએ કે આ ગોળીબહાર ઇત્યાદિ કામ ગેરકાયદેસર જ ગણાય. ખાણના મજૂરોની સાથેના વ્યવહારમાં સરકારી કાર્યનો દેખાવ કાયદેસર હતો. લોકોને હડતાળ કરવા સારૂ નહોતા પકડવામા આવ્યા, પણ ટ્રાન્સવાલની સરહદમાં પ્રવેશ કરવા સારૂ. નૈઋત્ય વાયવ્યમાં હડતાળ એ જ ગુન્હો સમજાયો તે કંઇ કાયદાની રૂએ નહિ પણ સત્તાની. છેવટે તો સત્તા એ જ કાયદો થઇ પડે છે. અંગ્રેજી કાયદામા એક કહેવત છે કે ‘ રાજા કદી કંઇ ખોટું કરતો જ નથી.’ સત્તાની અનુકૂળતા એ છેવટનો કાયદો છે. આ દોષ સાર્વભૌમ છે ખરૂ જોતા એમ કાયદાને વિસરવો એ હમેશા દોષ જ નથી. કેટલીક વેળા કાયદાને વળગવું એ જ દોષ બની જાય છે. જે સત્તા લોકસંગ્રહ કરે છે અને જે સત્તાની ઉપર મૂકાએલા અંકુશ સત્તાનો નાશ કરનાર બને ત્યારે તે અંકુશનો અનાદર ધર્મ્ય છે અને વિવેક છે. આવા પ્રસંગો કોઇક વાર જ આવી શકે. જ્યા સત્તા ઘણી વેળા નિરંકુશપણે વર્તે ત્યા સત્તા લોકોપકારી ન જ હોય. અહીં સત્તાને નિરંકુશ થવાનું કશું કારણ ન હતુ. હડતાળ પાડવાનો હક અનાદિ છે. હડતાળ પાડનારાઓને તોફાન તો નહોતું જ કરવું એમ જાણવાના સરકારની પાસે પૂરતા કારણો હતા. હડતાળનું સખ્તમા સખ્ત પરિણામ કેવળ ત્રણ પૌડના કરનું રદ થવાપણું હતું. શાતિપ્રિય લોકોની સામે શાત ઇલાજો જ યોગ્ય ગણાય. વળી અહી સત્તા લોકોપકારી ન હતી. સત્તાની હસ્તી ગોરાઓના ઉપકારાર્થે હતી. સામાન્યપણે હિંદીઓની વિરોધી

હતી. એટલે આવી એકપક્ષી સત્તાની નિરંકુશતા કોઇ પણ રીતે યોગ્ય કે ક્ષંતવ્ય ન ગણાય.

એટલે મારી મતિ પ્રમાણે અહીં સત્તાનો કેવળ દુરુપયોગ થયો. જે કાર્યસિદ્ધિને સારૂ આવો દુરુપયોગ કરવામા આવે છે તે કાર્ય સિદ્ધ નથી જ થતું. કેટલીક વેળા ક્ષણિક સિદ્ધિ મળતી જોવામાં આવે છે ખરી, સ્થાયી કદિ નહિ. દક્ષિણ આફ્રિકામા તો ગોળીબહાર પછી છ માસની અંદર જે ત્રણ પૌંડના કરનુ રક્ષણ કરવા એ અત્યાચાર થયો તે જ કર દૂર થયો. અને આમ અનેક વેળા દુખ તે સુખને સારૂ હોય છે. આ દુઃખોનો નાદ બધેય સંભળાયો. હુ તો એવું માનનારો છુ કે જેમ એક યંત્રમા દરેક વસ્તુને તેનુ સ્થાન હોય છે તેમ દરેક લડતમા દરેક વસ્તુને તેનું સ્થાન હોય જ છે; અને જેમ કાટ, મળ ઇત્યાદિ યંત્રની ગતિ રોકે છે તેમ કેટલીક વસ્તુ લડતની ગતિ રોકે છે. આપણે નિમિત્ત માત્ર હોઇએ છીએ, તેથી આપણે હમેશા નથી જાણતા કે શુ પ્રતિકૂળ છે ને શુ અનુકૂળ છે. એટલે કે આપણને માત્ર સાધન જાણવાનો જ અધિકાર છે. સાધન પવિત્ર હોય તો આપણે પરિણામને વિષે નિર્ભય અને નિશ્ચિંત રહી શકીએ.

આ લડતમા એમ જોયુ કે જેમ લડનારાનુ દુઃખ વધ્યું તેમ લડતનો અંત આગળ આવતો ગયો. અને જેમ દુઃખીની નિર્દોષતા વધારે સ્પષ્ટ થતી ગઇ તેમ પણ અંત આગળ આવતો ગયો. વળી આ યુદ્ધમા મેં એમ પણ જોયું કે આવા નિર્દોષ, નિઃશસ્ત્ર અને અહિંસક યુદ્ધમા અણીને વખતે જોઇતાં સાધનો અનાયાસે આવી રહે છે ઘણા સ્વયંસેવકો જેને હું આજ લગી જાણતો નથી તેઓએ પોતાની મેળે મદદ કરી. આવા સેવકો

ઘણે ભાગે નિ:સ્વાર્થ હોય છે. અનિચ્છાએ પણ તેઓ અદૃશ્ય રીતે સેવા આપી દે છે. નથી તેની નોંધ કોઇ લેતું, નથી તેને કોઇ પ્રમાણપત્ર આપતું. તેઓના આવાં અમૂલ્ય કાર્ય ઇશ્વરી ચોપડામા જમે થાય છે, એટલુ પણ કેટલાક સેવકો તો જાણતા નથી.

દક્ષિણ આફ્રિકાના હિંદીઓ પરીક્ષામા પાસ થયા તેઓએ અગ્નિપ્રવેશ કર્યો ને તેમાથી તેઓ અણીશુદ્ધ નીકળ્યા. કઇ રીતે લડાઇનો અંત શરૂ થયો એ નોખા પ્રકરણમા તપાસીશું.

## પ્રકરણ ૨૩ મું

### અંતનો આરંભ

વાંચનારે જોયું હશે કે જેટલું બળ વાપરી શકાય તેટલું અને જેટલાની આશા રાખી શકાય તેના કરતા ઘણું વધારે શાંત બળ કોમે વાપર્યું. વાચનારે એ પણ જોયુ હશે કે બળ વાપરનારામાનો ઘણો મોટો ભાગ જેની મુદ્દલ આશા ન રાખી શકાય એવા ગરીબ અને કચરાએલા માણસોનો હતો. વાચનારને એ પણ યાદ હશે કે ફીનિક્સમાથી બે કે ત્રણ સિવાયના બીજા બધા જવાબદાર કામ કરનારા જેલમા હતા. ફીનિક્સની બહારના રહેનારાઓમા મરહૂમ શેઠ અહમદ મહમદ કાછલિયા હતા. ફીનિક્સમાં વેસ્ટ, મિસ વેસ્ટ અને મગનલાલ ગાધી હતા. કાછલિયા શેઠ સામાન્ય દેખરેખ રાખતા હતા. મિસ શ્લેઝીન ટ્રાંસવાલનો બધો હિસાબકીતાબ અને સરહદ ઓળંગનારાની દેખરેખ રાખતા હતા. મિ૦ વેસ્ટની ઉપર ઇંડિયન ઓપિનિયનનો અંગ્રેજી ભાગ ચલાવવાની અને ગોખલેની સાથે તારવ્યવહાર ચલાવવાની જબાબદારી હતી. પત્રવ્યવહાર જેવાની તો આવે સમયે જ્યારે નવા રંગ ક્ષણે ક્ષણે જામ્યા કરે ત્યારે જરૂર જ શેની પડે? તારો પત્ર જેવડા લાંબા મોકલવા પડતા હતા. આ ઝીણી જવાબદારીનું કામ મિ૦ વેસ્ટને કરવું પડતું હતું.

હવે ફીનિક્સ ન્યુકૅસલની જેમ વાયવ્ય કોણના હડતાળિયાઓનું કેન્દ્ર થઇ પડયું. સેંકડો ત્યા આવી સલાહ અને આશ્રય લેવા લાગ્યા. આથી સરકારની નજર ફીનિક્સ તરફ વળ્યા વિના કેમ રહે ? આસપાસ રહેનારા ગોરાઓની આખ પણ લાલ થઇ. ફીનિક્સમા રહેવું કેટલેક અંશે જોખમકારક થઇ પડયું, તેમ છતાં બાળક છોકરાઓ પણ હિંમતપૂર્વક જોખમ ભરેલા કામ પણ કરી રહ્યા હતાં. એટલામા વેસ્ટ પકડાયા. ખરૂ જોતાં વેસ્ટને પકડવાનું કશુ કારણ નહોતું. સમજુતી એવી હતી કે વેસ્ટે અને મગનલાલ ગાંધીએ પકડાવાનો એક પણ પ્રયત્ન ન કરવો એટલું જ નહિ, પણ બની શકે ત્યા લગી પકડાવાના પ્રસંગોને દૂર રાખવા. એટલે વેસ્ટે પકડાવાનું કારણ આપ્યુ જ નહોતું પણ સરકાર કાંઇ સત્યાગ્રહીની સગવડ થોડી જ જોવાની હતી? અથવા તો પકડવાનો પ્રસંગ પણ તેને થોડો જ શોધવાનો હતો ? સત્તાધીશની અમુક કાર્ય કરવાની ઇચ્છા એ જ તેને સારૂ પ્રસગ છે. વેસ્ટ પકડાયાનો તાર ગોખલેને ગયો, કે તુરત તેમણે હિંદુસ્તાનથી બાહોશ માણસો મોકલવાનું પગલું ભરવાનું શરૂ કર્યું. લાહોરમાં જ્યારે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓને મદદ દેવાને સારૂ સભા ભરાઇ હતી ત્યારે ઍન્ડ્રુઝે પોતાની પાસે રહેલા બધા પૈસા આપી દીધા હતા, અને ત્યારથી જ ગોખલેની નજર તેની ઉપર પડી હતી. એટલે તેમણે વેસ્ટના પકડાવાનું સાભળતાં જ ઍન્ડ્રુઝને તારથી પૂછ્યુ, "તમે તુરત દક્ષિણ આફ્રિકા જવાને તૈયાર છો?" ઍન્ડ્રુઝે જવાબમાં તુરત 'હા' લખી. એ જ ક્ષણે તેના પરમપ્રિય મિત્ર પીઅર્સન પણ તૈયાર થયા અને તે બંને પહેલી સ્ટીમરથી દક્ષિણ આફ્રિકા જવા નાકળી પડયા.

પણ હવે તો લડત પૂરી થવાની અણી ઉપર હતી. હજારો નિર્દોષ માણસોને જેલમા રાખવાની શક્તિ દક્ષિણ આફ્રિકાની સરકાર પાસે ન હતી. વાઇસરૉય પણ તે સાખે એમ ન હતું; આખું જગત જનરલ સ્મટ્સ શુ કરશે તે જોઇ રહ્યું હતુ. આવે સમયે સામાન્ય રાજ્યો જે કરે છે તે દક્ષિણ આફ્રિકાની સરકારે કર્યું. તપાસ તો કશીયે કરવાની ન હતી. થએલો અન્યાય પ્રસિદ્ધ હતો. એ અન્યાય દૂર કરવાની આવશ્યક્તા સૌ કોઇ જોઇ શકતુ હતું. જનરલ સ્મટ્સ પણ જોઇ શકતા હતા કે અન્યાય થયો છે અને તે દૂર થવો જોઇએ, પણ તેની સ્થિતિ સર્પ છછુંદર ગળ્યા જેવી હતી. તેણે ઇન્સાફ કરવો જોઇએ, અને ઇન્સાફ કરવાની શક્તિ તે ખોઇ બેઠા હતા, કેમકે દક્ષિણ આફ્રિકાના ગોરાઓને એમ સમજાવ્યુ હતું કે પોતે ત્રણ પૌંડનો કર રદ અને બીજા સુધારા કરનાર નથી. હવે કર કાઢયે જ છૂટકો રહ્યો અને બીજા સુધારા પણ કર્યે જ છૂટકો. આવી કફોડી સ્થિતિમાંથી નીકળી જવાનું પ્રજામતથી ડરીને ચાલનારા રાજ્યો હમેશા કમિશન નીમીને કરે છે. તેની મારફત માત્ર નામની તપાસ કરવામાં આવે છે, કેમકે આવા કમિશનનું પરિણામ પહેલેથી જ જણાયલું હોય છે, અને કમિશને ભલામણ કરી એટલે તેનો અમલ થવો જ જોઇએ એવી સામાન્ય પ્રથા છે, એટલે કમિશનની ભલામણોનો આશ્રય લઇને જે ન્યાય કરવાની રાજ્યોએ ના પાડેલી હોય છે તે જ ન્યાય કરે છે. જનરલ સ્મટ્સના કમિશનમા ત્રણ સભ્યો નીમાયા. હિંદી કોમે તે કમિશનને વિષે કરેલી કેટલીક શરતોનું પાલન ન થાય ત્યા સુધી તેનો બહિષ્કાર કરવાની પ્રતિજ્ઞા લીધી. એમાંની એક શરત એ હતી કે સત્યાગ્રહીને છોડવા અને બીજી એ હતી કે કમિશનમા એક સભ્ય તો હિંદી

કોમ તરફથી હોવો જ જોઇએ. પહેલી શરત કેટલેક અંશે કમિશને જ સ્વીકારી લીધી હતી અને સરકારને ભલામણ કરી હતી કે કમિશનને પોતાનું કામ સરળ કરવા સારૂ મિ૦ કૅલનબૅકને, મિ૦ પોલાકને અને મને બિનશરતે છોડી દેવા. સરકારે આ ભલામણનો સ્વીકાર કર્યો અને અમને ત્રણેને સાથે જ છોડી મૂક્યા. અમે ભાગ્યે બે માસની જેલ ભોગવી હશે.

બીજી તરફથી વેસ્ટને પકડ્યા તો ખરા પણ તેની ઉપર કેસ કરી શકાય એવું કંઇ ન હતું, એટલે તેને પણ છોડી મૂક્યા હતા. આ બનાવો ઍન્ડ્રુઝ અને પીઅર્સન આવ્યા તેના પહેલા જ બની ગયા હતા એટલે તે બંને મિત્રોને હું જ સ્ટીમર ઉપરથી ઉતારી આવેલો હતો. આ બંનેને આ બનાવોની કશી ખબર ન હોવાથી તેઓને સાનંદાશ્ચર્ય થયું મારી આ બંનેની સાથે પહેલી જ મુલાકાત હતી.

અમને ત્રણેને છૂટતા નિરાશા જ થઇ. અમને બહારની કશી ખબર ન હતી. કમિશનની ખબરથી આશ્ચર્ય પામ્યા, પણ અમે જોયું કે અમે કમિશનને કશી મદદ કરવા અસમર્થ હતા. કમિશનમા હિંદીઓની વતી કોઇક પણ માણસ હોવો જોઇએ એમ અવશ્ય જણાયું. આ ઉપરથી અમે ત્રણે જણ ડરબન પહોંચ્યા, ને ત્યાથી જનરલ સ્મટ્સને કાગળ લખ્યો. તેનો સાર આ હતો:

" અમે કમિશનને વધાવી લઇએ છીએ. પણ તેમાં જે બે સભ્યો જેવી રીતે નીમાયા છે તેની સામે અમને સખ્ત વાંધો છે. તેમની જાત પ્રત્યે કશો વિરોધ નથી તેઓ જાણીતા અને બાહોશ શહેરી છે. પણ તે બંનેએ ઘણી વેળા હિંદીઓ પ્રત્યેનો

પોતાનો અણગમો જાહેર કર્યો છે. એટલે તેઓનાથી અજાણપણે અન્યાય થવાનો સંભવ છે. મનુષ્ય પોતાનો સ્વભાવ એકાએક ફેરવી શકતો નથી. આ બે ગૃહસ્થો પોતાનો સ્વભાવ બદલી નાખશે એમ માનવું કુદરતના નિયમ વિરુદ્ધ છે. છતા અમે તેઓની બરતરફી નથી માગતા. અમે તો એટલું જ સૂચવીએ છીએ કે કોઇ તટસ્થ પુરુષોનો તેમા વધારો થાય અને તે હેતુથી સર જેઇમ્સ રોઝઇનિસ અને ઓન. ડબ્લ્યુ પી શ્રાઇનરના નામ અમે સૂચવીએ છીએ. આ બંને પ્રખ્યાત વ્યક્તિઓ છે અને તેમની ન્યાયવૃત્તિને સારુ પંકાએલી છે. અમારી બીજી પ્રાર્થના એ છે કે બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવા જોઇએ. જો તેમ ન થાય તો અમારે પોતાને જેલ બહાર રહેવું મુશ્કેલ થઇ પડે. હવે તેઓને જેલમા રાખવાનું કારણ રહેતુ નથી. વળી જો અમે કમિશનની આગળ પુરાવો આપીએ તો અમને ખાણોમા અને જ્યા જ્યા ગિરમિટિયા કામ કરે છે ત્યા ત્યા જવાની છૂટ મળવી જોઇએ. જો અમારી પ્રાર્થના કબુલ નહિ રહે તો અમારે દિલગીરીની સાથે ફરી જેલમા જવાના ઉપાયો શોધવા પડશે ”

જનરલ સાહેબે કમિશનમા વધારો કરવાની ના પાડી અને જણાવ્યું કે કમિશન કોઇ પક્ષને સારૂ નીમવામા નથી આવ્યું. કમિશન કેવળ સરકારના સંતોષને સારૂ છે. આ જવાબ મળતા અમારી પાસે એક જ ઇલાજ રહ્યો; અને અમે જેલની તૈયારી કરી જાહેરનામા બહાર પાડયા કે સને ૧૯૧૪, ૧લી જાન્યુઆરીએ ડરબનથી જેલ જનારાની કૂચ શરૂ થશે. ૧૮મી ડિસેમ્બરે (૧૯૧૩) અમને છોડયા. ૨૧ મીએ અમે મજકુર કાગળ લખ્યો અને ૨૪ મીએ જનરલનો જવાબ આવ્યો.

પણ આ જવાબમા એક વસ્તુ હતી, તે ઉપરથી મેં જનરલ સ્મટ્સને કાગળ લખ્યો. જનરલના જવાબમાં આ વાકય હતું: 'કમિશન નિષ્પક્ષપાત અને અદાલતી બનાવવામા આવ્યું છે, અને એની નીમણૂક કરતા જો હિંદીઓની સાથે મસલત કરી નથી તો ખાણોવાળા સાથે, ચીનીવાળા સાથે પણ નથી કરવામા આવી.' આ ઉપરથી મેં ખાનગી કાગળમા જણાવ્યું કે જો સરકાર ન્યાય જ ઇચ્છતી હોય તો મારે જનરલ સ્મટ્સની મુલાકાત લેવી છે ને તેમની પાસે કેટલીક હકીકતો રજુ કરવી છે. આના જવાબમાં જનરલ સ્મટ્સે મુલાકાતની માગણી સ્વીકારી. આમ થતા કૂચ કરવાનુ થોડા દિવસને સારૂ તો મુલતવી જ રહ્યું.

આ તરફથી ગોખલેએ જ્યારે સાભળ્યું કે નવી કૂચ કરવાની છે ત્યારે તેમણે લાંબો તાર મોકલ્યો. લૉર્ડ હાર્ડિંગની સ્થિતિ અને પોતાની સ્થિતિ કફોડી થશે એમ લખ્યું ને બીજી કૂચ અટકાવવા તથા કમિશનને પુરાવા આપી મદદ કરવાની દાબીને સલાહ આપી.

અમારી ઉપર ધર્મસંકટ આવી પડયુ. જો કમિશનના સભ્યોમા વધારો ન થાય તો તેનો બહિષ્કાર કરવાની કોમ પ્રતિજ્ઞા લઇ ચુકી હતી. લૉર્ડ હાર્ડિંગ નારાજ થાય, ગોખલે દુઃખી થાય તોયે પ્રતિજ્ઞાભંગ કેમ થાય ? મિ૰ ઍંડ્રુઝે ગોખલેની લાગણી અને નાજુક તબિયતની અને અમારા નિશ્ચયથી થતો આઘાત પહોંચવાની વાત વિચારવાનુ સૂચવ્યું. હું તો એ જાણતો જ હતો. આગેવાનોની મસલત થઇ ને છેવટે નિર્ણય થયો કે જો કમિશનમા વધારો થાય નહિ તો ગમે તે જોખમે પણ બહિષ્કાર તો કાયમ રહેવો જ જોઇએ. તેથી ગોખલેને લગભગ

સો પૌંડનું ખર્ચ કરીને લાંબો તાર કર્યો. તેમાં ઍન્ડ્રૂઝ પણ સંમત થયા. આ તારની મતલબ આ હતી:

"તમારું દુ:ખ સમજાય છે. ગમે તે જતું કરીને પણ તમારી સલાહને માન આપવાની મારી ઇચ્છા રહે જ. લૉર્ડ હાર્ડિંગે મદદ કરી છે એ અમૂલ્ય છે. તેની મદદ છેવટ લગી મળતી રહે એ પણ હું ઇચ્છું છું. પણ અમારી સ્થિતિ તમે સમજો એમ હું માગું છું. આમાં હજારો માણસોની પ્રતિજ્ઞાનો પ્રશ્ન આવ્યો છે. પ્રતિજ્ઞા શુદ્ધ છે. આખી લડતની રચના પ્રતિજ્ઞાઓ ઉપર બંધાઇ છે. જો પ્રતિજ્ઞાઓનું બંધન ન હોત તો અમારામાંના ઘણા આજે પડી ગયા હોત. હજારોની પ્રતિજ્ઞા ઉપર એક વાર પાણી ફરે તો પછી નીતિબંધન જેવી વસ્તુ ન રહે. પ્રતિજ્ઞા લેતી વેળા લોકોએ સંપૂર્ણ વિચાર કરેલો. તેમાં કશી અનીતિ તો છે જ નહિ. બહિષ્કારની પ્રતિજ્ઞા લેવાનો કોમને અધિકાર તો છે જ. આવી પ્રતિજ્ઞા કોઇને પણ સારૂ ન તૂટે ને ગમે તે જોખમે પાળવી જોઇએ, એમ તમે પણ સલાહ આપો એમ ઇચ્છું છું. આ તાર લૉર્ડ હાર્ડિંગને બતાવશો. તમારી સ્થિતિ કફોડી ન થાઓ એમ ઇચ્છું છું. અમે લડત ઇશ્વરને સાક્ષી રાખી તેની સહાય ઉપર આધાર રાખી શરૂ કરી છે. વડિલોની, મોટા માણસોની મદદ અમે યાચીએ છીએ, ઇચ્છીએ છીએ, તે મળે ત્યારે રાજી થઇએ છીએ. પણ તે મળો વા ન મળો, પ્રતિજ્ઞાનું બંધન ન જ તૂટવું જોઇએ, એવો મારો નમ્ર અભિપ્રાય છે. એ પાલનમાં તમારો ટેકો ને આશીર્વાદ ચાહું છું."

આ તાર ગોખલેને પહોંચ્યો. તેની અસર તેમની તબિયત ઉપર થઇ પણ તેની મદદ ઉપર ન થઇ અથવા થઇ તે એવી કે મદદનું જોર હજુ પણ વધ્યું. લૉર્ડ હાર્ડિંગને તેમણે તાર

મોકલ્યો પણ અમારો ત્યાગ ન કર્યો. ઉલટો અમારી દષ્ટિનો બચાવ કર્યો. લૉર્ડ હાર્ડિંગ પણ કાયમ રહ્યા.

હું ઍન્ડ્રૂઝને સાથે રાખી પ્રિટોરિયા ગયો. આ જ સમયે યુનિયન રેલવેમાં ગોરા કામદારોની મોટી હડતાળ થઈ. તે હડતાળથી સરકારની સ્થિતિ નાજુક બની. મારી ઉપર હિંદીઓની કૂચ શરૂ કરવાનાં કહેણ આવ્યાં. મેં તો જાહેર કર્યું કે મારાથી રેલવે હડતાળિયાઓને એવી રીતે મદદ ન થઈ શકે. અમારો હેતુ સરકારની કનડગત કરવાનો ન હતો. અમારી લડત જુદી ને જુદા પ્રકારની હતી. અમારે કૂચ કરવી હશે તોપણ અમે બીજે સમયે જ્યારે રેલવેની ગરબડ શમી જશે ત્યારે કરશું. આ નિશ્ચયની અસર ગંભીર થઈ. આના તાર રૂટરે વિલાયત મોકલ્યા. લૉર્ડ ઍમ્પટ્હીલે ધન્યવાદનો તાર વિલાયતથી મોકલ્યો. દક્ષિણ આફ્રિકામાના અંગ્રેજ મિત્રોએ પણ ધન્યવાદ આપ્યા. જનરલ સ્મટ્સના મંત્રીએ વિનોદમા કહ્યું: "મને તો તારા લોકો જરા યે નથી ગમતા હું તેને મુદ્દલ મદદ કરવા નથી ઈચ્છતો. પણ તેને અમે શું કરીએ ? તમે લોકો અમારી કફોડી સ્થિતિમાં અમને મદદ કરો. તમને કેમ મારી શકાય ? હું તો ઘણીવાર ઈચ્છું છું કે તમે પણ આ અંગ્રેજી હડતાળિયાની જેમ હુલ્લડ કરો તો તમને તુરત સીધા કરી મૂકીએ. તમે તો દુશ્મનને પણ દૂભવવા નથી ઇચ્છતા. તમે પોતે જ દુઃખ સહન કરી જીતવા ઇચ્છો છો, વિવેક મર્યાદા છોડતા નથી—ત્યા અમે લાચાર બની જઈએ છીએ."

આવી જ જાતના ઉદ્ગારો જનરલ સ્મટ્સે કાઢેલા.

વાચનારે જાણવું જોઈએ કે સત્યાગ્રહીના વિવેકનો ને વિનયનો આ પહેલો દાખલો ન હતો. જ્યારે વાયવ્ય કોણમાં હડતાળ

પડી ત્યારે કેટલીક શેલડી જે કપાઇ ચુકી હતી તે ઠેકાણે ન પડે તો માલિકોને ઘણું નુકસાન પહોચે. તેથી ૧૫૦૦ માણસો તેટલું કામ પૂરૂં કરવાને ખાતર પાછા કામે ચઢ્યા ને પૂરૂં થયે જ પોતાના સાથીઓ સાથે જોડાયા. વળી ડરબન મ્યુનિસિપાલિટી-ના ગિરમિટિયાએ હડતાળ કરી તેમા પણ જેઓ ભંગીનું ને ઇસ્પીતાલનું કામ કરતા હતા તેને પાછા મોકલ્યા ને તેઓ ખુશીથી પાછા ગયા. ભંગીની અને ઇસ્પીતાલના કામદારોની સેવા ન મળે તો રોગ ફેલાય ને માદાઓની સારવાર અટકે. આવું પરિણામ સત્યાગ્રહી ન ઇચ્છે. તેથી આવા નોકરોને હડતાળમાથી મુક્ત રાખેલા. દરેક પગલામા વિરોધીની સ્થિતિનો વિચાર સત્યાગ્રહીએ કરવો જ જોઇએ.

આવાં અનેક વિવેકના દૃષ્ટાંતોની અદૃશ્ય અસર ચોમેર થયા જ કરતી હું જોઇ શકતો હતો; અને તેથી હિંદીઓની પ્રતિષ્ઠામાં વધારો થયાં કરતો હતો અને સમાધાનીને સારૂ હવા અનુકૂળ થતી હતી.

## પ્રકરણ ૨૪ મું

### પ્રાથમિક સમાધાની

આમ સમાધાનને સારૂ વાતાવરણ અનુકૂળ થઇ રહ્યું હતું. મિ૦ ઍન્ડ્રુઝ અને હું પ્રિટોરિયા આવ્યા તે જ અરસામા સર બૅન્જામિન રોબર્ટસન જેને લૉર્ડ હાર્ડિંગે ખાસ સ્ટીમરમા મોકલ્યા હતા તે આવી પહોચવાના હતા. પણ જનરલ સ્મટ્સે જે દિવસ મુકરર કર્યો હતો તે દિવસે અમારે પહોચવાનુ હતુ, તેથી સર બૅન્જામિનની રાહ જોયા વગર જ અમે ચાલી નીકળ્યા હતા. રાહ જોવાનું કારણ પણ ન હતું. લડતનું છેવટ તો અમારી શક્તિ અનુસાર જ આવવાનું હતું.

અમે બન્ને પ્રિટોરિયા તો પહોચ્યા. પણ જનરલ સ્મટ્સની મુલાકાત મારે એકલાને જ લેવાની હતી. તેઓ સાહેબ રેલવેના ગોરા કામદારોની હડતાળના કામમા ગુથાએલા હતા. એ હડતાળ એવી ભયંકર હતી કે યુનિયન સરકારે લશ્કરી (માર્શલ) કાયદો જારી કર્યો હતો. આ કામદારોની નેમ માત્ર રોજી વધારવાની જ નહિ પણ સત્તા પોતાના હાથમા લેવાની હતી; મારી પહેલી મુલાકાત ઘણી જ ટુંકી થઇ, પણ મેં જોયુ કે જે

સ્થિતિ જનરલ સ્મટ્સની પહેલા એટલે કૂચ સમયે હતી તે આજ ન હતી. વાચનારને યાદ હશે કે તે વખતે જનરલ સ્મટ્સે વાત કરવાની પણ ના પાડી હતી સત્યાગ્રહની ધમકી તો જેમ તે વેળા હતી તેમ આ વેળા પણ હતી; છતા વષ્ટિ કરવા ના પાડેલી. આ વેળા મસલત કરવા તેઓ સાહેબ તૈયાર હતા.

હિંદી કોમની માગણી તો એવી હતી કે કમિશનમા હિંદીઓ તરફથી કોઇની નીમણુક થવી જોઇએ. આ બાબત જનરલ સ્મટ્સ મક્કમ હતા. તેમણે કહ્યુ, "એ વધારો ન જ થઇ શકે, તેમા સરકારનું વજન ઘટે અને હું જે સુધારા કરવા માગું છું તે ન કરી શકું. તમારે જાણવું જોઇએ કે મિ૦ એસલન અમારૂં માણસ છે, સુધારા કરવાની બાબતમા તે સરકારની વિરુદ્ધ ન જાય પણ સરકારને અનુકૂળ થાય. કર્નલ વાઇલી નાતાલના પ્રતિષ્ઠિત માણસ છે ને વળી તમ લોકોની વિરુદ્ધ ગણાય. એટલે જો તે પણ ત્રણ પૌંડનો કર કાઢી નાખવામા સંમત થાય તો અમારૂં કામ સહેલું થાય. અમને અમારી તકલીફો એટલી છે કે ઘડીની પુરસદ નથી એટલે તમારો સવાલ ઠેકાણે પડે એમ ઇચ્છીએ છીએ. તમે જે માગો છો તે આપવાનો અમે ઠરાવ કર્યો છે, પણ કમિશનની સંમતિ વિના ન આપી શકાય. તમારી સ્થિતિ પણ હું સમજી શકું છું તમે સોગન ખાઇ બેઠા છો કે અમે તમારી વતી કોઇને ન નીમીએ ત્યા લગી તમે પુરાવો નહિ આપો. ભલે તમે પુરાવો નહિ આપતા. પણ જેઓ આપવા આવે તેમને રોકવાની હીલચાલ ન કરવી, અને સત્યાગ્રહ તમારે મુલતવી રાખવો. હું તો માનું છું કે આમ કરવાથી તમને ફાયદો જ થશે ને મને શાંતિ મળશે. હડતાળિયાઓની

ઉપર જુલમ થવાનું તમે લોકો કહો છો તે બીના તમે સિદ્ધ નથી કરી શકવાના, કારણ તમે પુરાવો નહિ આપો આ બાબત તમારે પોતાને વિચારી લેવાની છે "

આવી જાતના ઉદ્‌ગારો જનરલ સ્મટ્સે કાઢ્યા મને તો આ બધુ એકંદરે અનુકૂળ હતું સિપાહીઓના ને દરોગાઓના જુલમ વિષે અમે ખૂબ ફરિયાદો કરી હતી. પણ તે સિદ્ધ કરવાનો સુયોગ કમિશનનો બહિષ્કાર કરવાથી અમારી પાસે ન રહે એ ધર્મસંકટ હતું અમારામા આ વિષે મતભેદ હતો. એક પક્ષનો વિચાર હતો કે હિંદીઓ તરફથી સિપાહીઓ પરના આરોપો સાબિત થવા જ જોઇએ. અને તેથી તેઓની એવી સૂચના હતી કે જો કમિશન આગળ જુબાની ન દઇ શકાય તો જેઓને કોમ ગુન્હેગાર ગણતી હતી તેઓની સામે ફરિયાદો એવા રૂપમા બહાર પાડવી કે જેથી તહોમતદારની મરજી હોય તો લાઇબલ—આબરૂ-નુકસાનીનો દાવો માંડી શકે. હું આ પક્ષની સામે હતો. કમિશનનો ચુકાદો સરકારની સામે અપાવાનો સંભવ થોડો જ હોય. લાઇબલ માંડવા જેવી હકીકતો જાહેર કરવામા કોમને મહા જંજાળમા પડવું જોઇએ અને પરિણામ ફરિયાદ સિદ્ધ કરવાનો સંતોષ મળે એટલું જ હોય. લાઇબલવાળી વસ્તુ સિદ્ધ કરવાની મુશ્કેલીઓ હું વકીલ તરીકે જાણતો હતો. પણ સહુથી વધારે વજનદાર દલીલ તો મારી પાસે એ હતી કે સત્યાગ્રહીને દુઃખ સહન કરવાનું હતું. સત્યાગ્રહ શરૂ કરતા પહેલા સત્યાગ્રહી જાણતા હતા કે મરણ પર્યંત દુઃખ સહન કરવા પડે ને તેમ કરવા તેઓ તૈયાર પણ હતા. તો હવે દુઃખો પડ્યા છે એ સાબિત કરવામાં કંઇ વિશેષતા ન હતી. વેર લેવાની વૃત્તિ તો સત્યાગ્રહીમા હોવી જ ન જોઇએ એટલે જ્યા અસામાન્ય

મુસીબતો પોતાના દુઃખ સાબિત કરવામા આવી પડી ત્યાં તેણે શાત રહેવું એ જ ઠીક રસ્તો ગણાય. સત્યાગ્રહીને તો મૂળ વસ્તુને જ સારૂ લડવાનું હોય. મૂળ વસ્તુ તો પેલા કાયદા હતા. તે રદ થવાનો અથવા તેમા ઘટતા ફેરફાર થવાનો જ્યા પૂરો સંભવ હોય ત્યા તે બીજી જંજાળમા ન પડે વૈળી સત્યાગ્રહીનું મૌન તેમની કાયદા સામેની લડતમા સમાધાનીને સમયે તો મદદગાર જ થાય આવી દલીલોથી વિરોધી પક્ષના મોટા ભાગને હુ સમજાવી શક્યો દુઃખોની ફરિયાદો કાયદેસર સાબિત કરવાની વાત પડતી મેલવાનો નિશ્ચય થયો.

## પ્રકરણ ૨૫ મું

## પત્રોની આપલે

પ્રાથમિક સમાધાનીને સારૂ જનરલ સ્મટ્સ અને મારી વચ્ચે પત્રવહેવાર ચાલ્યો. મારા કાગળની મતલબ આ હતીઃ

"કમિશનમા આપના જણાવ્યા પ્રમાણે અમારી પ્રતિજ્ઞાને લીધે અમારાથી મદદ નહિ દઇ શકાય. આ પ્રતિજ્ઞા આપ સમજી શકો છો ને તેની કદર પણ કરો છો. આપ કોમની સાથે મસલત કરવાનું તત્ત્વ કબૂલ કરો છો તેથી પુરાવો આપ્યા સિવાય બીજી રીતે કમિશનને મદદ દેવા અને છેવટે તેના કામમાં વચ્ચે તો ન જ પડવું એવી સલાહ હું મારા દેશભાઇઓને આપી શકું છું. વળી કમિશન ચાલુ રહે તે દરમ્યાન ને નવા કાયદા થાય તે દરમ્યાન સરકારની સ્થિતિ કફોડી ન કરવા ખાતર સત્યાગ્રહ પણ મુલતવી રાખવાની હું સલાહ આપી શકીશ. અને સર બૅન્જામિન રોબર્ટસન જેને વાઇસરાયે મોકલ્યા છે તેમને મદદ કરવાની સલાહ પણ મારા દેશભાઇઓને હું આપીશ. અમારી ઉપર જેલમાં ને હડતાળ દરમ્યાન જે દુઃખો પડયાં તે બાબત મારે કહેવું જોઇએ કે એ દુઃખો અમારી પ્રતિજ્ઞાને લીધે અમે

પુરવાર પણ નહિ કરી શકીએ. સત્યાગ્રહી તરીકે અમારાથી બની શકે ત્યાં લગી અમે પોતીકા દુ:ખોની ફરિયાદ ન કરીએ ને તેનો બદલો ન માગીએ. પણ આ વખતના અમારા મૌનનો એવો અર્થ ન થવો જોઇએ કે અમારી પાસે સાબિત કરવાની કંઇ જ સામગ્રી નથી. અમારી સ્થિતિ પણ આપ સમજી શકો એમ હું ઇચ્છું છું. વળી જ્યારે અમે સત્યાગ્રહ મુલતવી રાખીએ ત્યારે જેઓ હાલ લડતને અંગે કેદમા છે તે છૂટવા જોઇએ. અમારી માગણીઓ શુ છે તે પણ અહી જણાવવાની જરૂર જોઉ છું.

૧. ત્રણ પાઉનો કર રદ થાય.

૨. વિવાહ હિંદુ મુસલમાન ઇત્યાદિ ક્રિયા પ્રમાણે થએલા હોય તે કાયદેસર ગણાય.

૩. ભણેલા હિંદીઓ આ દેશમા દાખલ થઇ શકે.

૪. ઑરેંજિયાને વિષે જે કરાર થયા છે તેમા સુધારો થાય.

૫. ચાલુ કાયદાઓનો અમલ એવો થાય કે જેથી ચાલતા હકોને નુકસાન ન પહોચે એવી ખાતરી આપવી.

જો આ બાબતો વિષે સંતોષકારક જવાબ મળે તો સત્યાગ્રહ મુલતવી રાખવાની કોમને મારે સલાહ આપવી."

આ કાગળ ૧૯૧૪ ના જાન્યુઆરીની ૨૧ મીએ મેં લખ્યો. તે જ દિવસે જે જવાબ મળ્યો તેની મતલબ આ હતી.

"તમે કમિશનમા જુબાની નહિ આપી શકો તેથી સરકાર દિલગીર છે, પણ તે તમારી સ્થિતિ સમજી શકે છે. તમે હાડમારીઓની વાત પડતી મૂકવાનો ઇરાદો જણાવો છો તેનો હેતુ પણ સરકાર સમજે છે. એવી હાડમારીઓનો સરકાર તો ઇનકાર જ કરે છે. પણ જ્યારે તમે તેનો પુરાવો રજુ નહિ કરો તો સરકારને કંઇ તે બાબત કરવાપણું નહિ રહે. સત્યાગ્રહી

કેદીઓને છોડવા બાબત તો સરકારે તમારો કાગળ મળ્યો તે પહેલા જ હુકમ મોકલી દીધો હતો. કોમી દુઃખોની નોંધ તમે આપી છે તે વિષે કમિશનનો રિપોર્ટ મળતા સુધી સરકાર પોતાનાં પગલાં મુલતવી રાખશે."

આ બન્ને કાગળોની આપલે થઇ તેના પહેલાં અમે બન્ને તો જનરલ સ્મટ્સને ઘણી વાર મળી ચૂક્યા હતા. પણ દરમ્યાન સર બૅન્જામિન રૉબર્ટસન પણ પ્રિટોરિયા પહોચી ગયા હતા. સર બૅન્જામિન જો કે લોકપ્રિય ગણાતા હતા, ગોખલેનો ભલામણપત્ર પણ લાવ્યા હતા છતા મેં જોયું કે તેઓ સામાન્ય અંગ્રેજ અમલદારની નબળાઇથી છેક મુક્ત ન હતા. તેમણે આવતા વેંત જ કોમમાં તડા પાડવાનું ને સત્યાગ્રહીઓને ડરાવવાનું શરૂ કર્યું. પ્રિટોરિયામા મારી પહેલી મુલાકાતમા મારા ઉપર તેમની સારી છાપ ન પડી. ડરાવવા વિષે મારા ઉપર તારો આવેલા તેની મેં તેમને વાત પણ કરી દીધી. મારે તો બધાની સાથે એક જ રીતે એટલે સ્પષ્ટતાથી અને ચોખ્ખાઇથી જ કામ લેવાનું હતુ એટલે અમે મિત્ર થયા. પણ મેં અનેક વાર અનુભવ્યુ છે કે ડરનારને તો અમલદાર ડરાવે જ છે અને સીધા તેમજ ન ડરનારની સાથે તેઓ સીધા રહે છે.

આ પ્રમાણે પ્રાથમિક સમાધાની થઈ અને સત્યાગ્રહ છેલ્લી વારને સારૂ મુલતવી રહ્યો. ઘણા અંગ્રેજ મિત્રો રાજી થયા, અને તેમણે છેવટની સમાધાનીમાં મદદ દેવાનો મને ભરોસો પણ આપ્યો. કોમની પાસે આ સમાધાની કબૂલ રખાવવાનું કામ સહેજ મુશ્કેલ હતું. ઉત્પન્ન થએલો ઉત્સાહ ભાગી પડે એ કોઇને ન ગમે વળી જનરલ સ્મટ્સનો વિશ્વાસ તો કોઇ રાખે જ શેના? કેટલાકે ૧૯૦૮ની સમાધાનીનું સ્મરણ કરાવ્યું અને કહ્યું,

"એક વખત જનરલ સ્મટ્સે કોમને છેતરી, અનેક વખત તમારી ઉપર નવી વસ્તુઓ દાખલ કરવાના તહોમત મૂક્યા, કોમની ઉપર ભારે સંકટો ગુજાર્યા, તોય તમે નથી સમજ્યા એ કેવી દુઃખની વાત છે? વળી પાછો એ માણસ તમને દગો દેશે અને વળી પાછી તમે સત્યાગ્રહ કરવાની વાત કરશો. એ વખતે તમારો વિશ્વાસ કોણ કરશે? માણસો એમ વારે વારે જેલમા જાય અને વારે વારે ખત્તા ખાય એ કેમ બની શકે? જનરલ સ્મટ્સ જેવા માણસ સાથે સમાધાની એક જ હોઇ શકે માગ્યું તે લેવું; એની પાસેથી વચનો ન લેવા. જે વચન આપીને ફરી જાય એને ઉધાર અપાય જ કેમ?" આવી જાતની દલીલ કેટલીક જગાએ થશે એ હું જાણતો જ હતો. તેથી મને આશ્ચર્ય ન થયું. સત્યાગ્રહી ગમે તેટલી વાર દગો થાય તે છતા વચનો ઉપર ભરોસો ન રાખવાનું સ્પષ્ટ કારણ ન હોય ત્યા લગી ભરોસો રાખે જ. જેણે દુખને સુખ કરી મૂક્યુ હોય તે જ્યા અવિશ્વાસ કરવાનું કારણ ન હોય ત્યા કેવળ દુઃખના ભયથી ત્રાસીને અવિશ્વાસ ન કરે, પણ પોતાની શક્તિ ઉપર વિશ્વાસ રાખી વિરોધી પક્ષ દગો દે તેને વિષે નિશ્ચિત રહીને ગમે તેટલી વેળા દગો થાય તો પણ વિશ્વાસ રાખ્યા કરે અને માને કે તેમ કરતા જ સત્યનું બળ વધશે અને વિજય નજીક આવશે તેથી ઠેકઠેકાણે સભાઓ ભરીને સમાધાનીનો સ્વીકાર કરવાનું હું લોકોને અંતે સમજાવી શક્યો અને લોકો પણ સત્યાગ્રહનું રહસ્ય વિશેષ સમજતા થયા. આ વખતની સમાધાનીમા વચ્ચે હોવામા અને સાક્ષી રહેવામા મિ૰ ઍન્ડ્રૂઝ હતા. તેમજ વાઇસરાયના એલચી તરીકે સર બેન્જામિન રોબર્ટસન પણ હતા. એટલે એ સમાધાની મિથ્યા થવાનો ઓછામા ઓછો

ભય હતો. જો મેં સમાધાની નહિ કરવાની હઠ કરી હોત તો કોમનો ઉલટો દોષ ગણાત અને જે વિજય છ મહિના બાદ મળ્યો તે મળવામા અનેક પ્રકારના વિઘ્નો આવત. સત્યાગ્રહી કોઇ પણ કાળે પોતાની તરફ આગળી સરખી ચીંધવાને કારણ ન આપે એવા જ અનુભવથી क्षमा वीरस्य भूषणम् એ વાકય લખાયુ છે. અવિશ્વાસ એ પણ બીકણપણાની નિશાની છે. સત્યાગ્રહમા નિર્ભયતા રહેલી જ છે. નિર્ભયને બીક શી? અને જ્યા વિરોધીનો વિરોધ જીતવાનો છે, વિરોધીનો નાશ નથી કરવાનો, ત્યા અવિશ્વાસ શો?

એટલે કોમે સમાધાની કબૂલ રાખી ત્યાર બાદ કેવળ યુનિયન પાર્લામેન્ટ બેસવાની રાહ જ જોવાની રહી. દરમિયાન પેલુ કમિશન ચાલી રહ્યું હતુ. કમિશનમા ઘણા જ થોડા સાક્ષીઓ હિંદીઓ તરફથી ગયા. તે વખતે સત્યાગ્રહીઓની કોમ ઉપર કેટલી બધી અસર હતી તેનો આથી સચોટ પૂરાવો મળ્યો. સર બેન્જામિન રોબર્ટસને ઘણા હિંદીઓને સાક્ષી આપવા સમજાવ્યું, પણ લડતનો બહુ વિરોધ કરતા હતા તેવા થોડા જ સિવાય બધા અડગ રહ્યા. આ બહિષ્કારની અસર મુદ્દલ નઠારી ન પડી. કમિશનનું કામ ટૂંકુ થયું અને રીપોર્ટ ઝપાટાથી બહાર પડ્યો. રીપોર્ટમા હિંદી કોમે મદદ ન કરી એ બીના ઉપર કમિશનના સભ્યોએ સખત ટીકા કરી ખરી. સિપાહીઓની ગેરવર્તણુકનુ તહોમત ઉડાવી દીધુ, પણ કોમને જે જે વસ્તુ જોઇતી હતી તે બધું આપવાની ભલામણ કમિશને કરી. એટલે કે ત્રણ પૌંડનો કર કાઢી જ નાંખવો જોઇએ, વિવાહની બાબતમા હિંદીઓની માગણી કબૂલ રાખવી જોઇએ અને બીજી પણ કેટલીક ઝીણી વસ્તુઓ આપવાની અને બધું વગર ઢીલે

કરવાની ભલામણ કરી. આમ કમિશનનો રીપોર્ટ જનરલ સ્મટ્સે કહ્યું હતુ તે પ્રમાણે અનુકૂળ નીવડ્યો. મિ૦ ઍન્ડ્રુઝ વિલાયત જવા વિદાય થયા, તેમજ સર બૅન્જામિન રોબર્ટસન ઉપડી ગયા. કમિશનના રીપોર્ટ પ્રમાણે કાયદો ઘડવામા આવશે એવો અમને ભરોસો આપવામા આવ્યો હતો. એ કાયદો શું હતો અને કેમ થયો એ હવેના પ્રકરણમા વિચારીશુ

## પ્રકરણ ૨૬ મું

### લડતનો અંત

કમિશનના રીપોર્ટ પછી થોડા જ સમયમા જે કાયદા વડે સમાધાની થવાની હતી તેનો મુસદ્દો યુનિયન ગેઝેટમા બહાર પડયો. એ મુસદ્દો બહાર પડતા જ મારે કેપટાઉન જવાનું થયું. યુનિયનની ધારાસભાની બેઠક ત્યાં જ હતી, ત્યા જ હોય છે. એ બિલમાં નવ કલમ છે. અને તે 'નવજીવન'ના બે કૉલમની અંદર સમાઇ જાય. તેમાનો એક ભાગ હિંદીઓ વચ્ચેના વિવાહને લગતો છે, જેની રૂએ, જે વિવાહ હિંદુસ્તાનમાં કાયદેસર ગણાય તે દક્ષિણ આફ્રિકામા પણ કાયદેસર ગણાય એવી મતલબ છે. પણ એક કરતાં વધારે પત્ની એકી વખતે કોઇની કાયદેસર પત્ની ન ગણી શકાય. બીજા ભાગ વડે ત્રણ પૌંડનો કર જે દરેક ગિરમિટિયાએ જો તેને સ્વતંત્ર હિંદી તરીકે રહેવું હોય તો દર વરસે આપવાનો હતો તે રદ કરે છે. અને ત્રીજા ભાગથી જેઓને દક્ષિણ આફ્રિકામાં રહેવાનાં પ્રમાણપત્ર મળતાં હતાં તે પ્રમાણપત્રની કિંમત આંકવામા આવે છે. એટલે કે એ પ્રમાણપત્ર જેની પાસે હોય તેનો દક્ષિણ આફ્રિકામા રહેવાનો હક

એ પ્રમાણપત્રથી કેટલે દરજ્જે સિદ્ધ થાય છે એ બતાવવામા આવે છે આ બિલ ઉપર યુનિયન પાર્લામેન્ટમા ખૂબ અને મીઠી ચર્ચા થઇ બીજી વસ્તુઓ જેને સારૂ કાયદાની જરૂર ન હતી તે વસ્તુઓની ચોખવટ જનરલ સ્મટ્સ અને મારી વચ્ચે થએલા પત્રવ્યવહારથી થઇ તેમા કેપ કૉલોનીની અંદર ભણેલા હિંદીઓને દાખલ થવાના હકની રક્ષા વિષેનો, જેઓને દક્ષિણ આફ્રિકામા દાખલ થવાની ખાસ રજા મળે તેઓ વિષેનો, જે ભણેલા હિંદી ૧૯૧૪ પહેલા દાખલ થઇ ચૂક્યા હોય તેઓ વિષેનો અને એક કરતા વધારે સ્ત્રીને પરણેલા હોય તેઓને પોતાની બીજી સ્ત્રી મહેરબાની દાખલ લાવવા દેવા વિષેનો ખુલાસો થએલો છે. અને જનરલ સ્મટ્સના કાગળમા એક નીચેની વાત પણ છે "ચાલુ કાયદાઓને વિષે યુનિયન સરકારે હમેશા ઇચ્છ્યુ છે અને હાલ પણ ઇચ્છે છે કે એ કાયદાનો અમલ ન્યાયપુરઃસર અને ભોગવાતા હકોને જાળવીને જ કરવામાં આવશે." આ કાગળ ૩૦મી જુને (૧૯૧૪) લખાયલો હતો, અને તે જ તારીખે મે જનરલ સ્મટ્સને કાગળ લખ્યો તેની મતલબ આ પ્રમાણે હતી:

"આપનો આજની તારીખનો કાગળ મને મળ્યો છે. જનરલ સ્મટ્સે મને ધીરજ અને વિનયપૂર્વક સાભળ્યો તેને સારૂ હું આભારી છું. હિંદીને રાહત દેનારો કાયદો અને આ આપણી વચ્ચેનો પત્રવ્યવહાર સત્યાગ્રહની લડતનો અંત લાવે છે. આ લડત ૧૯૦૬ના સપ્ટેમ્બરમા શરૂ થઇ. એથી હિંદી કોમને ઘણું દુઃખ અને પૈસાની નુકસાની સહન કરવા પડ્યાં છે અને સરકારને પણ ચિંતામા પડવું પડ્યું છે. પ્રધાન જાણે છે કે મારા કેટલાક ભાઇઓની માગણી ઘણી વધારે હતી. જુદા

જુદા પ્રાંતમાં વેપારના પરવાનાના કાયદા જેવા કે ટ્રાન્સવાલનો ગોલ્ડ લૉ. ટ્રાન્સવાલ ટાઉનશિપ્સ ઍક્ટ તથા સને ૧૮૮૫નો ટ્રાન્સવાલનો નં. ૩નો કાયદો — તેમા એવા કશા ફેરફાર થયા નથી, જેને લીધે રહેઠાણ સબંધી સંપૂર્ણ હક મળે, વેપારની છુટ મળે તથા જમીનની માલકી ધરાવવાનો હક મળે. તેથી તેઓને અસતોષ થયો છે. કેટલાકને તો એટલા કારણસર અસતોષ રહ્યો છે કે એક પ્રાતમાથી બીજા પ્રાતમા જવાની સંપૂર્ણ છૂટ આપવામા આવી નથી કેટલાકને એવો અસંતોષ થયો છે કે હિદીઓને રાહત આપનારા કાયદામા લગ્નના પ્રશ્નની બાબતમા જે થયુ છે તેથી વિશેષ થવું જોઇતુ હતું તેઓની મારી પાસે એવી માગણી છે કે ઉપરની બધી બાબતો સત્યાગ્રહની લડતમા શામેલ કરવામા આવે. પરતુ તેમની માગણી મેં નથી સ્વીકારી. એટલે સત્યાગ્રહની લડતના મુદ્દા તરીકે જો કે આ બાબતો દાખલ કરવામા નથી આવી, છતા એની તો ના નહિ જ પાડી શકાય કે કોઇ દિવસ સરકારે આ બાબતનો વધુ વિચાર કરીને રાહત આપવી જોઇશે. જ્યા સુધી અહીં વસતી હિદી કોમને શહેરીઓ તરીકેના પૂરેપૂરા હક આપવામા નહિ આવે, ત્યા સુધી સપૂર્ણ સતોષની આશા રાખી શકાય નહિ મારા ભાઇઓને મેં કહ્યુ છે કે તમારે ધીરજ રાખવાની છે અને દરેક યોગ્ય સાધન વડે લોકમત એવો કેળવવાનો છે કે આ પત્રવ્યવહારમા દર્શાવેલી શરતો કરતા પણ ભવિષ્યની સરકાર વધુ આગળ જઇ શકે. હુ આશા રાખું છું કે દક્ષિણ આફ્રિકાના ગોરાઓ જ્યારે સમજશે કે હિંદુસ્તાનમાથી ગિરમિટિયા મજૂરો આવવાનું તો હવે બંધ થયું છે, અને દક્ષિણ આફ્રિકામા નવા આવનારને લગતા કાયદાથી સ્વતંત્ર હિદીઓનુ અહીં આવવું

પણ લગભગ રોકાયું છે અને સમજશે કે હિંદીઓની મહત્ત્વાકાંક્ષા અહીંના રાજકાજમાં કોઈ જાતની દખલ કરવાની છે જ નહિ, ત્યારે મેં જણાવ્યા તે હકો હિંદીઓને આપવા જ જોઇએ અને તેમાં જ ન્યાય રહેલો છે એવું તેમને ભાસશે. દરમ્યાન, આ પ્રશ્નનો ઉકેલ લાવવામાં, છેલ્લા થોડા મહિના થયા સરકારે જે ઉદાર ધોરણ પકડયું છે તે ઉદાર ધોરણ આપના પત્રમાં જણાવ્યા મુજબ, અત્યારના કાયદાઓનો અમલ કરવામાં ચાલુ રહેશે તો મારી ખાત્રી છે કે આખા યુનિયનમાં હિંદી કોમ કાંઇક શાંતિ ભોગવીને રહી શકશે અને સરકારને હેરાનગતિનું કારણ નહિ થઇ પડે.”

# ઉપસંહાર

આમ આઠ વર્ષને અંતે આ સત્યાગ્રહની મહાન લડત પૂરી થઈ અને આખા દક્ષિણ આફ્રિકામા વસતા હિંદીઓને નિરાત વળી એમ મનાયું. દિલગીરી તેમજ હર્ષની સાથે હું વિલાયતમા ગોખલેને મળીને ત્યાથી હિંદુસ્તાન જવાને સારૂ દક્ષિણ આફ્રિકાથી નીકળી પડ્યો. જે દક્ષિણ આફ્રિકામા એકવીસ વર્ષ મેં નિવાસ કર્યો અને અસંખ્ય કડવા અને મીઠા અનુભવો લીધા અને જ્યા માગ પોતાના જીવનનુ નિશાન જોઈ શક્યો તે દેશને છોડવાનુ મને બહુ દોહ્યલુ લાગ્યુ અને દિલગીર થયો. મને હર્ષ એ વિચારે થયો કે મને ઘણે વર્ષે હિંદુસ્તાન જઈને ગોખલેની નીચે સેવા કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થશે

આ લડતનો આવો સુંદર અંત આવ્યો તેની સાથે દક્ષિણ આફ્રિકાના હિંદીઓની આજની સ્થિતિની સરખામણી કરતા ક્ષણભર એમ લાગે કે આટલું બધુ દુઃખ વેઠ્યું તે શાને સારૂ? અથવા સત્યાગ્રહના શસ્ત્રની ઉત્તમતા ક્યા આવી? આનો જવાબ આ સ્થળે વિચારી જવો જોઈએ. સૃષ્ટિનો એવો એક નિયમ છે કે જે વસ્તુ જે સાધનથી મળે તે વસ્તુ તે જ સાધન વડે સાચવી શકાય. એટલે દંડથી મળેલી વસ્તુ દંડ જ સાચવે; સત્યથી મળેલી વસ્તુનો સંગ્રહ સત્ય વડે જ થઈ શકે. એટલે દક્ષિણ આફ્રિકાના હિંદી આજે જ સત્યાગ્રહના શસ્ત્રનો ઉપયોગ કરી શકે તો પોતે સુરક્ષિત બની શકે છે. સત્યાગ્રહમાં એવી વિશેષતા તો નથી જ કે સત્યથી મળેલી વસ્તુ સત્યનો ત્યાગ

થતા પણ સાચવી શકાય. એવું પરિણામ આવી શકતું હોય તો તે દુષ્ટ પણ ન ગણાય. તેથી જો દક્ષિણ આફ્રિકાના હિંદીની સ્થિતિ અત્યારે નબળી પડી ગઈ છે તો આપણે સમજી લેવું જોઈએ કે તેનું કારણ સત્યાગ્રહીઓનો અભાવ છે. આ કથન આજના હિંદવાસીઓના દોષનું સૂચક નથી, પણ ત્યાંની વસ્તુસ્થિતિ બતાવે છે. વ્યક્તિ અથવા સમુદાય પોતાનામાં નહિ હોય તે ક્યાંથી લાવશે? સત્યાગ્રહી સેવકો એક પછી એક ચાલી ગયા. સોરાબજી, કાછલિયા, નાયડુ, પારસી રુસ્તમજી ઇત્યાદિના સ્વર્ગવાસથી અનુભવીઓમાંથી થોડા જ રહી ગયા છે. જેઓ રહી ગયા છે તેઓ હજી પણ ઝૂઝી રહ્યા છે અને તેઓ સમય આવે પોતાનામાં સત્યાગ્રહ હશે તો કોમની રક્ષા કરી લેશે એને વિષે મને શંકા જ નથી.

છેવટમાં, આ પ્રકરણો વાંચનાર તો સમજી ગયેલ હશે જ કે જો આ જંગી લડત ન ચાલત અને ઘણા હિંદીઓએ જે દુઃખ સહન કર્યાં તે ન કર્યાં હત તો આજે દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના પગ જ ન રહ્યા હત, એટલું જ નહિ પણ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના વિજયથી વસાહતીઓ ઓછા અથવા વત્તા પ્રમાણમાં બચી ગયા. બીજા જો ન બચી શકે તો દોષ સત્યાગ્રહનો નથી, પણ તે તે વસાહતોમાં સત્યાગ્રહનો અભાવ છે અને હિંદુસ્તાનમાં તેઓની રક્ષા કરવાની અશક્તિ છે એમ સિદ્ધ થશે. સત્યાગ્રહ એ અમૂલ્ય શસ્ત્ર છે, તેમાં નિરાશાને કે હારને અવકાશ જ નથી, એવું જો થોડેઘણે અંશે પણ આ ઇતિહાસમાં સિદ્ધ થઈ શક્યું હોય તો હું મને કૃતાર્થ થયો સમજીશ.

સમાપ્ત

# સૂચી

[ નામવાર ]

## ગ

[ વિષયવાર ]

## અ



## આ



## ઇ



## એ



## ક

( છપાય છે )  નવાં પુસ્તકો

**૧ ત્યાગમૂર્તિ અને બીજા લેખો** ( નવી આવૃત્તિ )

( ગાંધીજીના સામાજિક લેખોનો સંગ્રહ )

આ પુસ્તકની ત્રણ હજાર નકલ થોડા જ માસમાં ખપી જવાથી બીજી આવૃત્તિ છપાઇ રહેલી છે. આમાં પહેલી આવૃત્તિ છપાયા પછી લખાએલા સામાજિક પ્રશ્નોને લગતી ચર્ચા કરનારા ગાંધીજીના છેલ્લામા છેલ્લા લેખો ઉમેરવામાં આવ્યાં છે.

**૨ કૌશિકાખ્યાન**

( ઓવીબદ્ધ પૌરાણિક કાવ્ય ) લેખકઃ જુગતરામ દવે

**૩ સ્વદેશીધર્મ**

લેખકઃ કાકા કાલેલકર. સ્વદેશી સિદ્ધાંત ઉપરના તેમના સુપ્રસિદ્ધ લેખની આ સુધારીને વધારેલી નવી આવૃત્તિ છે. જેમાં સુપ્રસિદ્ધ યુરોપીય વિચારક રોમાં રોલાંએ આ લેખની કરેલી ટીકાનો જવાબ આવે છે.

**૪ હિમાલયનો પ્રવાસ** ( નવી આવૃત્તિ )

આમાં નવાં પ્રકરણો ઉમેરવામા આવ્યા છે.

નવજીવન પ્રકાશન મંદિરની સસ્તી યોજનાના પાછલાં પુસ્તકોના સટ

| સટ ૧લો રૂ. ૨-૦-૦ | | સટ ૨ જો રૂ ૨-૮-૦ | |
|---|---|---|---|
| ૧ દ. આ. નો સત્યાગ્રહ | ૧-૦-૦ | ૧ દ. આ. નો સત્યાગ્રહ | ૧-૦-૦ |
| ૨ આપવીતી | ૧-૪-૦ | ૨ ઇશુનું બલિદાન | ૦-૩-૦ |
| ૩ હિંદસ્વરાજ્ય (છાપેલુ) | ૦-૬-૬ | ૩ આપવીતી | ૧-૪-૦ |
| ૪ હિંદુ મુસલમાન | ૦ ૧-૦ | ૪ હિંદસ્વરાજ્ય (ગાંધીજીના હસ્તાક્ષરમા) | ૧-૧૨-૦ |
| ૫ યરવડાના અનુભવ | ૦-૧૨-૦ | ૫ યરવડાનો અનુભવ | ૦-૧૨-૦ |
| | ૩-૭-૬ | | ૪-૧૫-૦ |

ઉપર જણાવેલા બન્ને સેટોમાં પહેલા વર્ષમાં યોજનાનાં બહાર પડેલાં પુસ્તકો જે અમારી પાસે છે તે આવી જાય છે. પોસ્ટેજ જુદું.

લખોઃ **નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ**

## જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળાનાં પુસ્તકો

| | |
|---|---|
| જાતે મજૂરી કરનારાઓને ( ટૉલ્સ્ટૉય ) | ૦–૩–૦ |
| ટૉલ્સટૉય અને શિક્ષણ (અર્નેસ્ટ ક્રૉસબી) | ૦–૮–૦ |
| ત્યારે કરીશું શું ? ( ટૉલ્સ્ટૉય ) | ૦–૧૨–૦ |
| „ „ ભાગ ૨ જો | ૧–૦–૦ |
| કેળવણીના પાયા ( કિ. ઘ. મશરૂવાળા ) | ૧–૦–૦ |

### મ. મહાદેવ દેસાઈ કૃત પુસ્તકો

| | |
|---|---|
| સત્યાગ્રહની મર્યાદા | ૧–૪–૦ |
| વિરાજવહુ | ૦–૧૦–૦ |
| ત્રણ વાર્તા | ૦–૧૨–૦ |
| અંત્યજ સાધુ નંદ | ૦–૦–૬ |

### ગાંધીજી કૃત પુસ્તકો

| | |
|---|---|
| હિંદસ્વરાજ (આખું હસ્તાક્ષરમાં) | ૨–૮–૦ |
| (સાથે છાપેલી નકલ વિનામૂલ્યે) | |
| ગાંધીજીનું નવજીવન (પુ. ૧થી ૨૧) (ચાર ભાગમાં પાકાં બાંધેલાં) | ૧૧–૦–૦ |
| સર્વોદય | ૦–૨–૦ |
| યેરવડાના અનુભવ | ૦–૧૨–૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો | ૦–૪–૦ |
| દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ | ૧–૦–૦ |
| „ „ ઉત્તરાર્ધ | ૧–૦–૦ |

### કાકા કાલેલકર કૃત પુસ્તકો

| | |
|---|---|
| કાલેલકરના લેખો | ૩–૦–૦ |
| „ ભા. ૨ જો | ૦–૧૨–૦ |
| હિમાલયનો પ્રવાસ | ૦–૧૨–૦ |
| ઓતરાતી દીવાલો | ૦–૬–૦ |
| ગામડાંમાં જઇને શું કરીશું ? | ૦–૧–૦ |
| સ્વદેશીધર્મ (નવી આવૃત્તિ) | ૦–૨–૦ |

### બીજાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| આપવીતી ( ધર્માનંદ કોસંબી) | ૧–૪–૦ | લોકમાન્યને શ્રદ્ધાંજલિ | ૦–૫–૦ |
| લોકસંગીત ( ખરે ) | ૦–૧૨–૦ | ગાંધીજીની જુબાની | ૦–૩–૦ |
| હિંદુધર્મની કસોટી | ૦–૬–૦ | સ્વદેશ | ૦–૩–૦ |
| જેલડાયરી (રાજગોપાલાચાર્ય) | ૦–૯–૦ | પ્રાણપ્રતિષ્ઠા | ૦–૬–૦ |
| સહજાનંદ સ્વામી | ૦–૧૧–૦ | મોટી બહેન | ૦–૮–૦ |
| ઇશુ ખ્રિસ્ત | ૦–૮–૦ | ઇશુનું બલિદાન | ૦–૩–૦ |

ટ. ખ. જુદું. ગ્રાહકોને લગતા ખાસ લાભો માટે મંગાવો સૂચીપત્ર.